विविध ग्रंथमाला: अंक १७ थी १९. वर्ष नवमुं–सं. १९७९

# श्री रामकृष्ण कथामृत

## ग्रंथ बीजो.

श्रीयुत् महेंद्रनाथ गुप्तना बंगाळी पुस्तक उपरथी

सस्तुं साहित्य वर्धक कार्यालयने माटे

અનુવાદકઃ—નર્મદાશંકર બાલાશંકર પંડ્યા, શાહપોર–સુરત.

સંપાદક અને પ્રકાશકઃ—ભિક્ષુ અખંડાનંદ, મુંબઈ નં. ૨

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૫૦૦ છપાઇ સં. ૧૯૭૯.

"વિવિધ ગ્રંથમાળા"નું આ (૧૯૭૫ ના) વર્ષનું કદ પૃષ્ઠ ૧૫૦૦ અને

મૂલ્ય રૂ. ૨) પાકાં પૂઠાં સાથે રૂ. ૩. પોષ્ટેજ માફ.

આ પુસ્તકનું છુટક મૂલ્ય રૂ. ०।।।= પાકા પૂઠા સાથે રૂ. ૧ પોષ્ટેજ જૂદું.

નવું નિકળેલું મ્હોટું પુસ્તક—તુરત માટે ખાસ કિફાયત.

# મહાભારતનાં આદિ અને સભાપર્વ.

આ પુસ્તક નીચેની વિગતે બહાર પડી ચૂક્યું છે.

કદ—રોયલ આઠ પેજી—શાંતિપર્વના જેવું.

પ્રષ્ટ સંખ્યા—૬૦૦

કાગળ—શાંતિપર્વના જેવાજ—એન્ટીક જાડા.

ચિત્રો—એક વ્યાસ અને ગણેશનું, અને બીજું બગલમાં વાઘનું બચ્ચું મારીને વાઘણની સામે ડોળા કહાડી ઉભેલા દુષ્યંત અને શકુન્તલાના વીર બાળક સર્વ દમનનું તથા ત્રીજું ચિત્ર આ ગ્રંથના સ્વર્ગસ્થ ભાષાંતર કર્ત્તા શાસ્ત્રી કરૂણાશંકર ભાનુશંકરનું છે.

પૂઠું—મજબૂત પાકું, સળંગ કપડાવાળું.

દસ્કત—શાંતિપર્વના જેવાજ.

શ્લોક—દરેક અધ્યાયના આદિઅંતમાં એકેક શ્લોક છે, તેમજ ભાષાંતરમાં શ્લોકના અંક મુકેલા છે.

મૂલ્ય—રૂ. પોણાત્રણ રાખવામાં આવ્યું છે. પરંતુ માહા માસની આખર સુધીમાં મંગાવનારને અમદાવાદના કાર્યાલયમાંથી રૂ. સવાબેથી અને મુંબઇમાં સવાબે ને બે આનાથી મળશે. ટપાલ ખર્ચ સાત આના જુદું.

આખા મહાભારતની યોજના હાલ આગળ વધે તેમ નહિ હોવાથી જેમણે એ પેટે રૂ. ૧) અનામત આપ્યો હોય તેઓએ તે વિષેની (આ ખાતા તરફથી મળેલી) પાવતી મોકલી આપવી એટલે તેટલું કિંમતમાંથી બાદ કરીનેજ આ પુસ્તક મોકલાશે; અને આ પુસ્તક કે બીજું કાંઈ ખરીદવું નજ હોય તો તેમ લખવાથી તે રૂપિયો મની-ઓર્ડરથી પાછો મોકલી અપાશે. (પાછળ વાંચો.)

ઉપલી કિમ્મતને લગતો હિસાબ પણ પુસ્તકમાં અપાયો છેજ.

**આ ગ્રંથમાં** નીચે જણાવેલાં ચરિત્રો, આખ્યાનો, સંવાદો, બનાવો, વર્ણનો, ઉપદેશો વગેરે જાણવા જેવી અને બોધદાયક બાબતો છે.

રૂરૂનું ચરિત્ર. અમૃતને માટે ગરૂડ અને દેવોનું યુદ્ધ. શેષનું ચરિત્ર. જરત્કારૂ ચરિત્ર. પરિક્ષિત રાજાનું ઉપાખ્યાન. વાસુકિને જરત્કારૂ ઋષિનો સમાગમ. સર્પસત્ર. મહાભારતનું માહાત્મ્ય. દુષ્યંતની મૃગયા. શકુંતલાની જન્મકથા. દુષ્યંત તથા શકુંતલાનો સંવાદ અને ભરતનો રાજ્યાભિષેક. યયાતિ રાજાનું આખ્યાન. શુક્રાચાર્ય અને દેવયાનીનો સંવાદ. પુનર્જન્માદિ વિચાર. આશ્રમ ધર્મો. શાંતનુ રાજાનું ઉપાખ્યાન. ભીષ્મની ઉત્પત્તિ. વસુઓને થયેલા શાપનું વર્ણન. ભીષ્મની પ્રતિજ્ઞા. વંશવૃદ્ધિને માટે સત્યવતી તથા ભીષ્મનો સંવાદ. દીર્ઘતમાની કથા. ધૃતરાષ્ટ્ર, પાંડુ તથા વિદુરની ઉત્પત્તિ. માંડવ્ય ઋષિનું ઉપાખ્યાન. વ્યુષિતાશ્વ રાજાનું ઉપાખ્યાન. દુર્યોધને ભીમસેનને વિષ ખવરાવ્યું. દ્રોણાચાર્ય અને ભીષ્મનો સમાગમ. કુમારોની પરીક્ષા. અર્જુનની પરીક્ષા. કર્ણ તથા અર્જુનના દ્વંદ્વ યુદ્ધની તૈયારી. દ્રુપદનો પરાજય અથવા અર્જુને આપેલી ગુરૂ દક્ષિણા. કણિકની રાજનીતિ અથવા કાપટ્ય શિક્ષણ. લાક્ષાગૃહનો દાહ અને પાંડવોનું નાશી છૂટવું. હિડિંબ રાક્ષસ સાથે ભીમસેનનું યુદ્ધ. કુંતીનો પ્રશ્ન અને બ્રાહ્મણનો ઉત્તર. યુધિષ્ઠિર તથા કુંતીનો સંવાદ. ભીમસેન અને બકાસુરનું યુદ્ધ. દ્રુપદ મદ મર્દન. દ્રૌપદીના પૂર્વજન્મની કથા. ચિત્રરથ ગંધર્વનો પરાજય. તપત્યુપાખ્યાન. ક્ષત્રિય બલથી બ્રહ્મબલની શ્રેષ્ઠતા જોઇ વિશ્વામિત્ર બ્રાહ્મણ થયા. વસિષ્ઠ ચરિત્ર. કલ્માષપાદ રાજાની કથા. ઔર્વનું ઉપાખ્યાન. પરાશરનો રાક્ષસ યજ્ઞ. અર્જુને નિશાન પાડી દ્રૌપદી મેળવી. રાજાઓનો દ્રુપદના પર ક્રોધ. અર્જુન તથા ભીમસેનનું પરાક્રમ અને વિજય. પાંડવોની પરીક્ષા. પાંચ પતિ સાથે દ્રૌપદીના લગ્નના વિચારમાં વ્યાસનું આગ-

મન. પાંચ ઈંદ્રિનું ઉપાખ્યાન અથવા પાંડવો તથા દ્રૌપદીની પૂર્વકથા. દ્રૌપદીને કુંતીમાતાનો આશીર્વાદ તથા શ્રીકૃષ્ણનું મોશાળુ. પાંડવોના વિનાશને માટે દુર્યોધનના વિચારો. ભીષ્મનો ઉપદેશ. વિદુરનો ઉપદેશ. નારદ મુનિનો ઉપદેશ. સુંદ અને ઉપસુંદનું આખ્યાન. અપ્સરાઓનો ઉદ્ધાર. સુભદ્રા હરણુ અને યાદવોનો તથા બલદેવનો ક્રોધ. અર્જુન અને અગ્નિનો સંવાદ. ઈંદ્રાદિ દેવોનો સાથે શ્રીકૃષ્ણ તથા અર્જુનનું યુદ્ધ. શાર્ઙ્ગકોનું ઉપાખ્યાન. શાર્ઙ્ગકોનું ડહાપણ. મયદાનવે સભા તૈયાર કરી. ધર્મરાજાની પ્રભુતા. યુધિષ્ઠિરને રાજધર્મનો ઉપદેશ. ઈંદ્રની સભાનું વર્ણન. યમરાજાની સભાનું વર્ણન. વરૂણની સભાનું વર્ણન. 'કુબેરની સભાનું વર્ણન. બ્રહ્માની સભાનું વર્ણન. જરાસંધની ઉત્પત્તિનું વર્ણન. જરા રાક્ષસીનું આત્મકથન. જરાસંધની પ્રશંસા. શ્રીકૃષ્ણ તથા જરાસંધનો સંવાદ. ભીમસેનની સાથે જરાસંધનું યુદ્ધ. જરાસંધનો વધ. ભગદત્તનો પરાજય. અર્જુનના દિગ્વિજયની સમાપ્તિ. ભીમસેનનો દિગ્વિજય. સહદેવનો દિગ્વિજય. નકુલનો દિગ્વિજય. રાજસૂયની દીક્ષા. શ્રીકૃષ્ણનું અર્ઘ્યપુજન. શિશુપાલની જન્મકથા. શિશુપાળનો વધ. ધર્મરાજાની પ્રતિજ્ઞા. યજ્ઞની ભેટોનું વર્ણન. યજ્ઞના ઐશ્વર્યનું વર્ણન. ધૃતરાષ્ટ્રનો દુર્યોધનને ઉપદેશ. યુધિષ્ઠિર અને શકુનીનો સંવાદ. કૌરવ અને પાંડવોનું દ્યુત. દુર્યોધનનાં દુર્વાક્યો અને વિદુરનો હિતોપદેશ. દ્રૌપદી વસ્ત્રહરણુ. ભીમસેનનો ક્રોધ. ગાંધારીનાં વચનો. યુધિષ્ઠિરનો ફરી પરાજય. પાંડવોની પ્રતિજ્ઞા. પાંડવોનું વનગમન. ધૃતરાષ્ટ્ર અને સંજયનો સંવાદ.

---

# નિવેદન.

"શ્રીરામકૃષ્ણ કથામૃત"નો પ્રથમ ગ્રંથ ગત વર્ષમાં ( વિવિધ ગ્રંથ-માળાના અંક ૮૫ થી ૮૮ રૂપે ) નીકળેલો તેના અનુસંધાનરૂપ આ બીજો ગ્રંથ વાચક વર્ગની સેવામાં રજુ થાય છે.

પ્રથમ ગ્રંથની બહોળી છુટક માગણીને નહિ પહોંચી વળાયલું તે ઉપરથી આ બીજા ગ્રંથની કેટલીક પ્રત વધુ છપાવી છે. માટે છુટક લેવા ઇચ્છનારે તે સત્વર મંગાવી લેવી.

આ ગ્રંથમાં દર પ્રત દીઠ વપરાયલા કાગળોનીજ કિંમત સાડા છ આના જેટલી હોવા ઉપરાંત હાલની મોંઘી થઈ પડેલી છપાઇ બંધાઇ અને વ્યવસ્થા ખર્ચ બદલ બીજી તેટલીજ રકમ ઉમેરતાં તેની છુટક માટે જે કિમ્મત રખાઈ છે તે પણ માત્ર લાગત પુરતીજ જણાઇ રહેશે.

ઉપલી હકીકત જોતાં ગ્રંથમાળાનાં વાર્ષિક ગ્રાહકોને આ પુસ્તક ( ટપાલ ખર્ચ બાદ જતાં ) માત્ર સાડાસાત આનામાંજ પડી રહે છે. તેનું કારણ એજ કે હાલની મોઘારતના પ્રમાણમાં વાર્ષિક મૂલ્ય બેવડું વધવું જોઇએ તેને બદલે ( બહારની મદદની ગણત્રીને લીધે ) થોડુંકજ વધવા પામ્યું છે.

ગયા વર્ષમાં સેંકડો નવાં ગ્રાહકોને નોંધી શકાયલાં નહિ તેને લીધે આ વર્ષે આ માળાનું દરેક પુસ્તક વધુ સંખ્યામાં છપાવવાનું રાખ્યું છે. છતાં આવાં પુસ્તક છુટક ખપી ગયા પછી છેક પાછળથી વાર્ષિક ગ્રાહક થવા માગનાર માટે તો ઉપાયજ રહેતો નથી.

મહાભારતનાં આદિ અને સભા પર્વનું નવું મ્હોટું પુસ્તક હાલ બહાર પડે છે. તે વિષે તેમજ આખા મહાભારતની અગાઉ જાહેર

થયેલી યોજના હાલ આગળ વધે તેમ નહિ હોવા વિષે આગળ પ્રષ્ટોમાં જણાવેલી હકીકત તરફ પ્રત્યેક વાચક બંધુનું લક્ષ્ય ખેંચવામાં આવે છે.

"રામકૃષ્ણ કથામૃત"ની યોજના વિષે તેના પહેલા ગ્રંથમાં જણાવ્યું છેજ. આ બીજા ગ્રંથ વિષે માત્ર એટલુંજ જણાવવાનું કે પહેલા ગ્રંથમાં આવેલી હોય તેને મલતીજ હકીકતો તેમજ કેટલાંક સામાન્ય વર્ણનો અને વાતચીતો વગેરે આ ભાગમાં ન આવે તેમજ જરૂર હોય ત્યાં ટુંકાણુમાં આવે તેમ કરવા અનુવાદક તેમજ સંપાદકે બનતી કાળજી રાખી છે.

વિ. સં. ૧૯૭૮ માર્ગશિર્ષ શુક્લ પંચમી. **મંત્રી. સ. સા.**

---

# મહાભારતની યોજના મુલ્તવી.

---

**અનામત દાખલ ભરાયલો એકેક રૂપિયો પાછો અપાશે.**

શાંતિપર્વ નિકળ્યા પછી સમગ્ર મહાભારતનું ભાષાંતર ( પ્રથમથી ગ્રાહક થનારને ) રૂ. ૧૨ાા થી આપવાની યોજના સં. ૧૯૭૦ માં બ્હાર પડી અને તે પછી લડાઇને લીધે કાગળો વગેરેની મોઘારત વધી જઇ એ યોજના મુસ્કેલ બની, એ વાત વાચકોને જ્ઞાતજ છે.

લડાઇ મટયા પછી કાગળોની મોઘારત ઘટી છે, તોપણ હજી ત્રણ ગણી કાયમ છે. છપાઇ, બંધાઇ વગેરેના ખરચો પણ હજી બમણા લાગતા હોઇ તેમાં હાલ ઘટાડો થવા સંભવ નથી.

આ ઉપરાંત છપાવવાની અગવડ પણ એટલી વધી ગઇ છે કે "વિવિધ ગ્રંથમાળા" નું સાધારણ કામ પણ એક વર્ષ પાછળ પડી

ગયું છે અને "ચરિત્રમાળા" જેવી ઉપયોગી માળાને પાછી ચાલુ કરવાનું તો નામ પણ લઈ શકાતું નથી. આવાં સંયોગોમાં મહાભારતનું સેંકડો ફરમાનું કામ તો ચલાવાયજ કેવી રીતે ? આ સર્વેનો ઉપાય સંસ્થાનું સુયોગ્ય યંત્ર ગોઠવાઇ સારા પાયાપર સ્વતંત્ર પ્રેસ નિકળવામાંજ રહેલો હોવાથી હાલ બેએક વરસ સુધી તો કિંમત વધારી લઇને પણ મહાભારતની યોજના આગળ વધે તેમ નથી.

ઉપર પ્રમાણે હકીકત હોવાથી **આદિ અને સભાપર્વવાળો** મહાભારતનો પ્રથમ ભાગ કે જે બે એક વર્ષપર છપાઇ ચૂકવા છતાં, મહાભારતની યોજના ઘટતા ફેરફાર સાથે બહાર પાડી શકાવાની આશાથી અત્યાર સુધી પ્રસિદ્ધ કરવામાં આવ્યો નહતો, તે હવે તેવી યોજના સિવાયજ વિવિધ ગ્રંથમાળાના આ પુસ્તકની સાથે બહાર પાડી દેવામાં આવે છે. જેની વિગત આગલાં પૃષ્ટોમાં આપી છે.

મહાભારતની યોજના પેટે અનામત દાખલ લેવાયલો એકેક રૂપિયો ઉપલા કારણસર હવે પાછો આપી દેવાનો હોવાથી જેમને આદિ અને સભાપર્વ અથવા તો આ ખાતાનાં અન્ય પુસ્તકો ખરીદવાં હશે તેમને ( રીસીટ મોકલી આપવાથી ) તેમાંથી બાદ કરી અપાશે અને નહિ તો મનીઓર્ડરથી તે રૂપિયો પાછો મોકલાશે.

**"વ્યવસ્થાપક" સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.**
**મુંબઇ નં. ૨ અને અમદાવાદ.**



# ગ્રંથરૂપી મહાન મિત્રો.

પેટ્રાર્ક ( Patrarch ) નામક એક પાશ્ચાત્ય પંડિતે એક સમયે કહ્યું હતું: “ મારે એવા મિત્રો છે કે જેમનો સહવાસ મને અત્યન્ત પ્રિય છે; તે મિત્રો સર્વ સમયના અને સર્વ દેશોના છે. તેમનામાંના ઘણાકે સંગ્રામ ક્ષેત્રમાં ખ્યાતિ પ્રાપ્ત કરી છે. તેમનાપર હું દબાણ પણ મૂકવા ઇચ્છું તો તેમ કરી શકું છું; કારણ કે તેઓ અહોરાત્ર મારી સેવામાં હાજર છે. હું જ્યારે ઇચ્છું ત્યારે તેમને બોલાવું છું, અને જ્યારે ઇચ્છું ત્યારે પાછા કાઢી મુકું છું. તેઓ મને કોઇપણ દિવસ કંટાળો આપતા નથી, એટલુંજ નહિ પણ હું તેમને જે પ્રશ્ન પૂછું છું તેનો તત્કાળ શાન્તિથી પ્રત્યુતર આપે છે. કેટલાકો મારી પાસે ભૂતકાલની કથા કહે છે; જ્યારે કેટલાકો નિસર્ગનાં રહસ્યો સમજાવે છે. કેટલાકો મને કેમ જીવવું, એ શીખવે છે; જ્યારે કેટલાકો કેમ મરવું એ શીખવે છે; કેટલાકો તેમના હાસ્યપૂર્ણ મુખથી મારી ચિંતાઓને દૂર કરે છે; અને પ્રોત્સાહન આપે છે. કેટલાકો મારા મનને ધૈર્ય આપી, મને સંયમી તથા સ્વાવલમ્બી થતાં શીખવે છે. સંક્ષેપમાં તેઓ કલાના અને જ્ઞાનના સર્વ રાજમાર્ગોને દર્શાવે છે; અને તેમના દર્શાવેલા માર્ગે જવાથી હું સુખી થાઉં છું. તેમની આટલી બધી સેવાઓના ‘બદલામાં’ તેઓ મારા રંક આગારના એક ખુણામાં સગવડવાળું સ્થાનજ માગે છે કે જ્યાં તેઓ શાન્તિથી રહી શકે; કારણ કે મારા એ મિત્રો કોલાહલયુક્ત સમાજ કરતાં શાન્તિમય એકાન્તવાસને વધારે પસંદ કરે છે. ”

‘ અંકુશ ’ માંથી.

# આર્થિક સહાય.

ગ્રંથમાળાના 'વિવેકાનંદ ભાગ ૫ મો' માં જણાવ્યા પછીથી સં. ૧૯૭૬ કાર્તક વદ ૦)) સુધીમાં નીચે મુજબની સહાય **ગ્રંથમાળાના ખોટ ફંડ ખાતે મળી છે તે આભારસહિત સ્વીકારવામાં આવે છે.**

૫૧) શ્રીયુત ગોકુલદાસ ઓધવજી ઠક્કર મુંબઈ. ૧૮-૧૦-૧૯
૪૮) „ કેશવલાલ ભોગીલાલ મ્હેતા ખંભાત. ૨૯-૯-૧૯
૨૫) „ પાનાચંદ કુબેરદાસ પટેલ મુંબઇ. ૨૧-૯-૧૯
૧૫) „ મોહનલાલ છગનલાલ શાહ મુંબઇ. ૧૮-૧૦-૧૯
૧૧) „ ભગવાનદાસ પુંજાભાઇ ઠક્કર મુંબઇ. ૧૮-૧૦-૧૯
૫) „ કરસનદાસ ધરમસી શાહ મુંબઇ. ૧૮-૧૦-૧૯
૫) „ પ્રાણજીવનદાસ ઉદ્ધવજી લાલજી ભાવનગર. ૨૭-૯-૧૯
૫) „ શામજી ઉમરસીની કું. મુંબઇ. ૧૫-૧૦-૧૯
૫) „ મૂલચંદ એસ. પટેલ. જબલપુર. ૨૦-૧૦-૧૯
૫) „ બાલાશંકર પ્રાણશંકર દવે સીઆણીકર. ૩૧-૧૦-૧૯
૨) „ એક શુભેચ્છક સજ્જન મુંબઈ. ૨૭-૯-૧૯
૨) „ મીસ્ત્રી મોરારજી રૂગનાથજી મુંબઇ. ૧૨-૧૧-૧૯
૧॥ „ વજેસીંગ માનસીંગ ઝણોરા સજોદ. ૨-૧૦-૧૯
૧॥ „ મૂળજીભાઇ શંકરભાઇ પટેલ ગંભીરા. ૧૩-૧૦-૧૯
૧॥ „ વલવભાઈ શંકરભાઇ પટેલનાં પુત્રી ગંભીરા. ૧૩-૧૦-૧૯
૧) „ યજ્ઞેશ્વર કુબેરજી ભટ્ટ મુંબઇ. ૨૯-૯-૧૯
૧) „ એક શુભેચ્છક સજ્જન જંબુસર. ૭-૧૦-૧૯
૧) „ જદુરામ પ્રભાશંકર જોશી કરાંચી. ૨૫-૧૦-૧૯
૧) „ પુંજીરામ મનસુખ તથા ધના બેચર ઝોટાણા. ૩૧-૧૦-૧૯

---

રૂ. ૧૮૭॥ કુલ.

**વેણીશંકર વહાલજી.**
'વ્યવસ્થાપક.'

# ગ્રંથસ્વીકાર.



નીચેનાં પુસ્તકોની પ્હોંચ આભાર સહિત સ્વીકારવામાં આવે છે. ખરીદવા ઇચ્છનારે આ સંસ્થાપર ન લખતાં પ્રસિદ્ધકર્તાનેજ લખવું.

**નવી જીંદગી**—તંદરોસ્તી અને જીંદગીની સંપૂર્ણ ફિલસુફી રજુ કરતું પુસ્તક. કર્તા મેરવાનજી હોરમસજી દાદાચાનજી ઠે. દાદીશેઠ અગીઆરી સ્ટ્રીટ, મુંબઇ. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૩૪૮, પાકુ પૂઠું, મૂલ્ય ૨)

**જીવન સાફલ્ય** અથવા જીંદગીનો ઉપયોગ—લોર્ડ એવબરિકૃત અંગ્રેજી ગ્રંથ ઉપરથી કર્તા લક્ષ્મીશંકર માધવજી શુકલ, હેડમાસ્તર, તાલુકદારી ગરાશિયા સ્કૂલ–વઢવાણકેમ્પ. રોયલ બારપેજી પૃષ્ઠ ૨૭૨, ગ્લેજકાગળ, પાકુ પૂઠું, મૂલ્ય ૧ાા

**રણયજ્ઞ** અથવા ૨૫ વર્ષનું યુદ્ધ–લેખક શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, પ્રકાશક રતનલાલ આત્મારામ શાહ, હિંદુસ્થાન પ્રેસ, એંક સ્ટ્રીટ,–મુંબઇ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૨૮૦, ગ્લેજકાગળ, બૉર્ડ પટીનું પૂઠું, મૂલ્ય ૧)

**યોગના અભ્યાસ પાઠો**—રચનાર પ્રભુશંકર નરભેરામ વ્યાસ, અડાજણ–સુરત. સોળપેજી પૃષ્ઠ ૨૦૮, પૂઠું સાદું, મૂલ્ય ૧)

**એક ગ્રેજ્યુએટની આત્મકથા** અને એક વિચિત્ર સ્વપ્ન–કર્તા હરિલાલ માણેકલાલ દેશાઇ બી. એ. વડોદરા. સોળપેજી પૃષ્ઠ ૧૦૮, ગ્લેજકાગળ, પાકુ પૂઠું, મૂલ્ય રૂા. ૦–૧૨–૦

**જ્ઞાનપ્રચાર પંચાંગ**—સંવત ૧૯૭૬ સને ૧૯૧૯–૨૦ નું. ઉપયોગી માહિતી અને સદ્બોધવાળું. ૦)ના ની પોષ્ટ ટીકીટો મોકલવાથી મળે છે. ઠે. આર્યસુધારક પ્રેસ–વડોદરા.

**ડૉ. જગદીશચંદ્ર વસુ**—સંપાદક હરિલાલ માણેકલાલ દેશાઈ અને કલ્યાણરાય નથુભાઇ જોશી–વડોદરા, પૃષ્ઠ ૩૨, મૂલ્ય ૦)ના

**નેશનલ ડાયરી**—સંવત ૧૯૭૬-પ્રકાશક છોટુભાઈ દાજીભાઈ દેશાઈ, સોનીફળીઆ-**સુરત.** બત્રીસપેજી સાઇઝ, ગ્લેજકાગળ, પૂઠું કપડાનું ૦ાા= સાદું ૦ાા- દરેક પાનમાં અકેક ઉમદા વાકય આપેલું છે.

**ચરિત્ર પત્રિકા અથવા મોક્ષ પગથીયું**—પ્રકટ કરનાર શા. ગોવર્દ્ધનદાસ કહાનદાસ દેશાઇ, મોક્ષમંદિર, લાંબેસર-**અમદાવાદ.** સોળપેજી પૃષ્ઠ ૨૪, ૨૬ કાગળ, પૂઠું સાદું. મફત મળે છે.

**કર્તવ્ય કંકણ**—લેખક મુનિ દેવચંદ્રજી, સહાયક શ્રી જૈન સંઘ મુ. કાલાવાડ ( કાઠીયાવાડ ). સોળપેજી પૃષ્ઠ ૧૬૪, ૨૬ કાગળ, પૂઠું સાદું, કિંમત સરલ અને સાદું વર્તન અર્થાત્ મુફત.

## મરાઠી પુસ્તકો.

**સ્વામી વિવેકાનંદ યાંચે ચરિત્ર** ( ભાગ આઠવા ) સંપાદક રામચંદ્ર નારાયણ મંડળીક, રામતીર્થ કાર્યાલય, **મુંબઇ નં. ૪.** ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૨૩૨ થી ૧૩૮૮, કાગળ ગ્લેજ, પાકું પૂઠું, ૧)=

**કાંચનમાલા**—અદ્‌ભુત-રમ્ય-કાવ્ય-કથા. લેખક મહામહોપાધ્યાય હરપ્રસાદ શાસ્ત્રી, અનુવાદક વિઠ્ઠલ સીતારામ ગુર્જર, પ્રકાશક મનોરંજક ગ્રંથ પ્રસારક મંડળી, ગિરગામ-**મુંબઇ.** સોળપેજી પૃષ્ઠ ૩૨૪, ગ્લેજકાગળ, બૉર્ડ પટીનું પૂઠું, મૂલ્ય રૂા. ૧-૪-૦

## હિન્દી પુસ્તકો.

**સ્વામી રામતીર્થ**—ભાગ પહિલા-પ્રકાશક શ્રીરામતીર્થ પબ્લીકેશન લીગ-લખનૌ, શ્રીરામતીર્થ ગ્રંથાવલીનું પ્રથમ પુસ્તક. સોળપેજી પૃષ્ઠ ૧૨૮, ચીકણા ગ્લેજકાગળ, સાદુ પૂઠું ૦।-, પાકું પૂઠું ૦ાા, વાર્ષિક ફાળો. છુટક ૦ાા અને ૦ાાા ડાકવ્યય અલગ.

## રિપોર્ટ વગેરે.

**ગુજરાત કેળવણી મંડળનો સન ૧૯૧૭-૧૮ નો.**

**ભૃગુપુર હિંદુ અનાથાશ્રમનો સન ૧૯૧૭ ના તથા ૧૯૧૮ નો.**

ચોરવાડ ગિરનારા વિદ્યાર્થી ભુવનનો સન ૧૯૧૭-૧૮ નો.
ચોરવાડ મિત્રમંડળ લાઇબ્રેરીનો સન ૧૯૧૮ નો.
અમદાવાદ વનિતા વિશ્રામનો બાર વર્ષનો ટુંક હેવાલ.
અમદાવાદ બ્હેરા મુંગાની શાળાનો સન ૧૯૧૭ નો.
મુંબઇ અંધ ઉદ્યોગ ગૃહનો સને ૧૯૧૭-૧૮-૧૯ નો.
બોરસદ નૂતન ગુજરાતી શાળાનો સને ૧૯૧૭-૧૮-૧૯ નો.
નડિયાદ અંત્યજશાળાનો ત્રિમાસિક હેવાલ.
બેટ શંખોદ્ધાર કિન્ડરગાર્ટન શાળાનો સને ૧૯૧૮-૧૯ નો.
વલસાડ શ્રી વિદ્યામૃતવર્ષિણી પાઠશાળાનો સં. ૧૯૭૪ નો.
શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાનો સં. ૧૯૭૫ નો.
ગુજરાતના ગામડાઓનાં નવાં વાંચન ગૃહોના મદદ ફંડનો.
અમદાવાદ-દરિયાપુર સરસ્વતીની પુસ્તકાયનો.
મુંબઇ-ધી યંગ ભાટીયા લાઇબ્રેરી સને ૧૯૧૭-૧૮ નો.
કાઠીઆવાડી ચાર્તુવિધ મોઢ જ્ઞાતિ મંડળનો.
વાઘોડીઆ સાર્વજનિક પુસ્તકાલયનો ત્રણ વર્ષનો.
શુક્લતીર્થ-નીકોરા યુનાઇટેડ એ. વી. સ્કૂલનો.
સુરત-ઇન્ફ્લુએન્ઝા નિવારક પ્રવૃત્તિનો.
વઢવાણ-સ્થાનકવાસી સેવકમંડળનો પ્રથમ વર્ષનો.
વડોદરા-દાજીભાઇ બ્રહ્મભટ્ટ બોર્ડિંગનો ત્રિવાર્ષીક.
અમદાવાદ-ગુજરાત વૈશ્ય સભાનો બાર, તેર, ચૌદમો.
જુનાગઢ-સાર્વજનિક વિદ્યાર્થી આશ્રમનો ત્રણ વર્ષનો.
ચરોતર એજ્યુકેશન સોસાઇટીનો બીજા વર્ષનો.
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો સને ૧૯૧૭ નો.
જામ-ખંભાલીઆ પ્રજાબંધુ ફ્રી લાઇબ્રેરીનો દ્વિવાર્ષિક.
શ્રીરામકૃષ્ણ મિશન બનારસનો સને ૧૯૧૭ નો.
શ્રીરામકૃષ્ણ મિશન સેવા-આશ્રમ, કનખલ, હરદ્વારનો ૧૭-૧૮નો.

# શ્રી રામકૃષ્ણ પરમહંસ અને તેમના ઉપદેશ વિષે પ્રૉફેસર મેક્ષમૂલરના વિચારો.*



શ્રી રામકૃષ્ણ પરમહંસ વિષે ઘણી હકીકતો એકઠી કરીને પ્રો. મેક્ષમૂલરે ' ધી નાઇન્ટીન્થ સેન્ચ્યુરી ' નામના ઇંગ્લાંડના અગ્રગણ્ય માસિકમાં પ્રકટ કરેલા એક નાના લેખમાં તેમના જીવન અને ઉપદેશ વિષે સારી ચર્ચા કરી હતી. તેમાં તેમણે લખ્યું છે કે " હિંદુસ્તાનના પંડિતો કેટલાક સૈકા થયા તેમના પ્રાચીન ઋષિઓના વિચારોનો માત્ર પ્રતિધ્વનિજ કર્યા કરતા હતા અને હાલમાં પણ તેઓ પાશ્ચાત્ય વિદ્વાનોના વિચારો ઝીલીને તેમનાજ પડઘા પાડી રહ્યા છે; ત્યારે આ નવીન મહાત્માના વિચારોમાં અદ્ભુત અપૂર્વતા છે. વળી આધ્યાત્મિક શક્તિ કે જેનો તેમણે આખા દેશમાં સંચાર કર્યો છે તેનાથી તેમની ભાષા ભરપુર હોઇ એવા વિશિષ્ઠ પ્રકારની છે કે તે જોતાં મારૂં અંતઃકરણ તેમના તરફ સ્વભાવિક રીતેજ આકર્ષાયું."

પ્રો. મૅક્ષમૂલર આગળ ચાલતાં કહે છે કે, હિંદુસ્તાનને હું ઘણીવાર અને વાજબીપણે તત્વવેત્તાઓનો દેશ કહેતો આવ્યો છું. મને લાગે છે કે યુરોપમાં એ દેશ વિષે ઘણાજ ભ્રાંતિ ભરેલા વિચારો ફેલાવવામાં આવ્યા છે અને લોકોએ તે સ્વીકાર્યા પણ છે; પરંતુ યુરોપના વિચારવંત માણસોને મારે જણાવવું જોઇએ કે હિંદુસ્તાનમાં

* આ વિષેનું જે પુસ્તક પ્રો. મેક્ષમૂલરે પ્રસિદ્ધ કરેલું તે પુસ્તકના અવલોકનરૂપે સ્વામી વિવેકાનંદજીએ ૧૮૯૯ ના માર્ચની ૧૪ મી એ " ઉદ્‌બોધન " પત્ર માટે એક લેખ લખ્યો હતો, એ લેખમાંના કેટલાક ભાગો લઈ તેનોજ અનુવાદ અત્ર આપેલો છે. મંત્રી સ. સા.

ઘણીજ ભયંકર યોગની ક્રિયાઓ કરનાર તદ્દન નવીન નવીન જાતના માણસો વસે છે; અને એવી ક્રિયાઓવડે તેઓ પેટ ભરતા ફરે છે; તથા ઘણાજ બેવકુફી ભરેલા ચમત્કારો—જેવા કે પક્ષીની માફક હવામાં ઉડવાના, માછલીની માફક પાણીની ઉપર ચાલવાંના કે પાણીની અંદર રહેવાના, મંત્રોચ્ચાર કરીને તમામ દર્દોને મટાડવાના, છૂપી વિદ્યાવડે હલકી વસ્તુઓનું સોનું, રૂપું અને હીરા બનાવવાના અને અમુક સિદ્ધિઓવડે શ્રીમંત વાંઝીઆ લોકોને છોકરા આપવાના—એવા એવા ચમત્કારો કરનારાજ લોકો હિંદુસ્તાનમાં વસે છે એ ખરૂં નથી; પણ ઇન્દ્રિયોના પ્રદેશથી પર એવાં મહાન સત્યોનો પોતાના જીવનમાં સાક્ષાત્કાર કરનારા—બ્રહ્મને વસ્તુતઃ જાણનારા પૂરેપૂરા યોગીઓ, ઇશ્વરના ખરેખરા ભક્તો, એવા માણસોનો હિંદુસ્તાનમાં કોઈ પણ સમયમાં અભાવ નહતો. આર્યપ્રજા અવનત થયેલી છે એ વાત ખરી છે, તો પણ છેક પશુની કોટિ સુધી પહોંચી નથી ગઇ. વળી "એ લોકો આખો દિવસ ઉપર કહ્યા તેવા જાદુના ખેલ કરનારાઓનીજ સેવા કર્યા કરે છે" એ વાત પણ તદ્દન ખોટી છે એમ મારે યુરોપના લોકોને જણાવવું હતું; તેથી કરીને ૧૮૯૬ ના ઑગસ્ટ માસના 'નાઇન્ટીન્થ સેન્ચ્યુરી' નામના માસિકમાં "એક ખરેખરો મહાત્મા" એ મથાળાનો લેખ પ્રકટ કરીને યુરોપના વિદ્વાન લોકોને શ્રીરામકૃષ્ણનો મેં પરિચય કરાવ્યો છે.

પ્રો. મેક્ષમૂલરના ઉપલા લેખ વિષે લખતાં સ્વામી વિવેકાનંદ જણાવે છે કે "યુરોપ અને અમેરિકાના વિદ્વાનવર્ગે એ લેખને ઘણાજ કુતુહલ સાથે વાંચ્યો અને તેમનામાંના ઘણા ખરાનાં હૃદય શ્રીરામકૃષ્ણ પરમહંસ તરફ આકર્ષાયાં. વળી તેનું બીજું એ પરિણામ આવ્યું કે સુસભ્ય પાશ્ચાત્ય પ્રજાઓના મનમાં હિંદુસ્તાન વિષે જે ખોટા ખ્યાલો હતા કે એ દેશમાં તો નાગા, બાળહત્યા કરનારા, મૂર્ખ,

હીચકારા અને માણસખાઉજ લોકો વસે છે, તેઓમાં અને પશુમાં બહુજ થોડો તફાવત છે, તેઓ પોતાની વિધવાઓને જોર જુલમથી બાળી મુકે છે, તેઓ દરેક પ્રકારનાં પાપ અને અંધકારમાં ગરકાવ થઇ ગએલા છે, એવા એવા અસત્ય વિચારો ફેલાવવામાં પાદરીઓ તેમજ (કહેતાં મને ઘણીજ શરમ અને વ્યથા થાય છે કે) મારા કેટલાક દેશી ભાઇઓ પણ મુખ્ય સાધન બન્યા હતા, તે ભ્રાન્તિમૂલક વિચારો ધીમે ધીમે સુધરવા લાગ્યા, અને પશ્ચિમના લોકોની આંખ આગળ જે અજ્ઞાનનો ઘાટો પડદો ઉપર કહેલા બે પ્રકારના ગૃહસ્થોએ પુષ્કળ પરિશ્રમ લઇને ઉભો કર્યો હતો તે ધીમે ધીમે જાજરો થવા લાગ્યો.

જે દેશે શ્રી રામકૃષ્ણ જેવા જગદ્દગુરૂને ઉત્પન્ન કર્યા તે દેશ શું ઉપર કહ્યાં તેવાં ભયંકર પાપાચરણથી ભરપૂર છે? કે પછી અમુક સ્વાર્થ સાધનારાં મંડળોએ આપણને અત્યાર સુધી છેતર્યાજ કરીને હિંદુસ્તાનની ખરી હકીકતથી બિન વાકેફજ રાખ્યા છે? આ પ્રશ્ન પાશ્ચાત્ય પ્રજાના મનમાં સ્વાભાવિક રીતે હવે ઉભો થાય છે.

પ્રો. મૅક્ષમૂલર જે હિંદુ ધર્મ, હિંદનું તત્વજ્ઞાન અને હિંદના સાહિત્યના વિષયમાં પાશ્ચાત્ય વિદ્વાનોમાં પ્રથમ પંક્તિ ભોગવે છે; તેમણે પૂર્ણ શ્રદ્ધાથી 'નાઇન્ટીન્થ સેન્ચ્યુરી' માં યુરોપ અને અમેરિકાના વાચકોને માટે શ્રી રામકૃષ્ણનું ટુંકુ જીવન ચરિત્ર પ્રસિદ્ધ કરવાથી ઉપર કહેલા ગૃહસ્થોનાં મંડળોમાં તેના તરફ તિરસ્કાર અને વૈરની તીવ્ર લાગણી ઉદય થઇ છે એમ કહેવાની જરૂર નથી.

હિંદુસ્તાનનાં દેવ દેવીઓનાં અસત્ય વર્ણનો આપીને ખ્રિસ્તી પાદરીઓ પોતાના પૂરેપૂરા બુદ્ધિબળથી અને આત્મબળથી સિદ્ધ કરવા મથતા હતા કે આવાં દેવ દેવીઓની ઉપાસના કરનારાઓમાંથી ખરેખરો ધાર્મિક પુરુષ ઉત્પન્ન થઇ શકેજ નહિ! પણ તેમનો સઘળો પ્રયત્ન નદીના પૂર આગળ સૂકા ઘાસની માફક બરબાદ થઈ ગયો

અને મેં હમણા જેમને વિષે ઉલ્લેખ કર્યો હતો તે વર્ગના મારા જે દેશીઓએ શ્રી રામકૃષ્ણની ઝપાટા બંધ વધતી જતી શુભ અસર-રૂપી આગને હોલવી નાખવાનો પ્રયત્ન કરેલો તેમને પણ આખરે જણાયું કે એ બધા પ્રયત્નો ફોકટ છે! તેમણે પણ નિરાશા પૂર્વક પોતાનાં હથીઆર મૂકી દીધાં છે.

બ્રહ્મોસમાજના ધર્મોપદેશક પ્રતાપચંદ્ર મઝુમદારની આગેવાની હેઠળ રહેનારા કેટલાક દેશી ભાઇઓ શ્રીરામકૃષ્ણના ચારિત્ર્યમાં "અનુચ્ચ તત્ત્વ" પણ હતું એવું જોવાને ઘણા આતુર હોવાથી તેમણે પ્રો. મેક્ષમૂલરને એક પત્ર લખ્યો હતો. એ પત્રના ઉત્તરમાં પ્રો. મેક્ષમૂલરે જે થોડાક કડવા અને મધુર શબ્દો લખ્યા હતા તે પણ આપણા લોકોએ વિચાર પૂર્વક વાંચવા જેવા છે. **આપણા લોકોમાં અદેખાઇનો ગુણ એવો દૃઢ થઈ ગએલો છે કે બીજાનું સુખ, વિજય અને વખાણ આપણાથી ખમાતાં નથી.**

બ્રહ્મોસમાજના મહાન ઉપદેશક સ્વર્ગસ્થ કેશવચંદ્ર સેને પોતાની હંમેશની મોહક ઢબે કહ્યું હતું કે શ્રી રામકૃષ્ણની સાદી મીઠી અને ઘરગથ્થુ ભાષામાં આશ્ચર્યકારક પવિત્રતા જોવામાં આવે છે. જો કે આપણે જેને અશ્લીલ કહીએ એવા કેટલાક શબ્દોનો તે ઉપયોગ કરે છે તો પણ તેમનું અસાધારણ અને નાના બાળક જેવું નિર્દોષ જીવન જોતાં અને તેમનામાં વિષયીપણાની ઝાંખામાં ઝાંખી ગંધ પણ નથી એ વાતને ધ્યાનમાં લેતાં શ્રી રામકૃષ્ણના કેટલાક ગ્રામ્ય અને અશ્લીલ શબ્દો નિંદાપાત્ર બનતા નથી; એટલુંજ નહિ પણ તેમને લીધે એમની વાતચીતમાં ઉલટી વધારે લહેજત આવે છે.

શ્રી રામકૃષ્ણ ઉપર જે મોટા મોટા આક્ષેપ મુકવામાં આવ્યા છે તેમાં એકની હકીકત ઉપર પ્રમાણે છે.

તેમના ઉપર બીજો આક્ષેપ એ મુકવામાં આવે છે કે તેમણે

પોતાની પત્ની તરફ ઘણી જંગલી વર્તણુક ચલાવી હતી, કારણ કે તેમણે પરણ્યા પછી સંન્યાસી તરિકે જીવન ગાળવાની પ્રતિજ્ઞા લીધી હતી. આના જવાબમાં પ્રો. મેક્ષમૂલર લખે છે કે, "શ્રી રામકૃષ્ણે પોતાની સ્ત્રીની અનુમતિ લીધા પછીજ સંન્યાસવ્રત ગ્રહણ કર્યું હતું." તેમની પત્ની પણ આવા પતિને લાયકના ચારિત્ર્યવાળી હોવાથી પોતાના પતિની હયાતિમાં ઘણીજ ખુશીથી તેની શિષ્યા બની હતી; અને પતિએ બતાવેલી વિધિ પ્રમાણે સાધન ભજન કરીને નૈષ્ઠિક બ્રહ્મચારિણી તરિકે ઇશ્વરની સેવામાં જીવન અર્પણ કરીને અનંત શાંતિ અને આનંદનો અનુભવ કરતી હતી. વળી તે ( પ્રો. મેક્ષમૂલર ) પ્રશ્ન પુછે છે કે "પ્રજોત્પત્તિ કર્યા શિવાય શું પતિ પત્ની વચ્ચે પ્રીતિ નજ હોઇ શકે? શરીરના સંબંધ વગર પણ એક બ્રહ્મચારી વિષયવાસનાના ડાઘા વગરનું શુદ્ધ સાત્વિક જીવન ગાળીને પોતાની બ્રહ્મચારિણી પત્નીને પણ બ્રહ્માનંદના સાક્ષાત્કારથી ઉત્પન્ન થતા દિવ્ય આનંદની સહભાગી બનાવી શકે; એ વાત આપણા પોતાના દેશની સ્થિતિ જોતાં આપણને નહિ માનવા જેવી લાગે અને લાગવી પણ જોઇએ; છતાં એ વાત પણ શકય તો છેજ એમ હિંદુઓ કહે છે અને આપણે તેમના પ્રમાણિકપણા ઉપર ભરોસો મૂકતાં પણ શીખવું જોઇએ." આ ઉદ્દગારને માટે પ્રો. મેક્ષમૂલરને અમે ધન્યવાદ આપીને તેમનું કલ્યાણ ઇચ્છીએ છીએ. પરદેશમાં રહેનાર એક પરદેશી માણસ "બ્રહ્મચર્ય એ આધ્યાત્મિકતાની પ્રાપ્તિનો એક માર્ગ છે" એ રહસ્ય સમજે છે, અને વર્તમાન સમયમાં પણ હિંદુસ્તાનમાં એવા બ્રહ્મચર્ય પાલનનાં ઉદાહરણો વિરલ નથી એમ માને છે; ત્યારે આપણાજ પોતાના દેશમાં જન્મેલા દંભી અને કહેવાતા આગેવાનો લગ્ન સંબંધ વગર વધારે ઉંડું રહસ્ય જોઇ શકતાજ નથી!! માણસ મનમાં જેવો વિચાર કરે છે એવુંજ જગત તેને દેખાય છે.

તેમના ઉપર ત્રીજો આક્ષેપ એ મૂકવામાં આવે છે કે તેઓ "વેશ્યા સ્ત્રીઓ તરફ જોઇએ તેવો નૈતિક તિરસ્કાર રાખતા નહિ." તેના ઉત્તરમાં પ્રોફેસર મેક્ષમૂલર ઘણીજ મધુર દલીલનો ઉપયોગ કરે છે. તે લખે છે કે, "આ આક્ષેપ એકલા રામકૃષ્ણ ઉપર જ મૂકી શકીએ!" દલીલ કેવી મધુર છે! તે બુદ્ધ ભગવાનની દિવ્ય કૃપાનો પ્રસાદ મેળવવા ભાગ્યશાળી બનેલી વારાંગના અંબાપાલિ અને ભગવાન જીસસ ક્રાઇસ્ટે જેના ઉપર અનુગ્રહ કર્યો હતો તે વ્યભિચારિણી સામેરિટન સ્ત્રીનું આપણને સ્મરણ કરાવે છે.+

વળી ચોથો આક્ષેપ એ છે કે દારૂ પીનાર તરફ તેઓ તિરસ્કાર બતાવતા નહિ. પરન્તુ રાગ અને તિરસ્કાર જેવી ભાવનાઓ શ્રીરામકૃષ્ણ જેવી સ્થિતિવાળા પુરૂષમાં હોયજ કેવી રીતે? એમ હોય તો બુદ્ધ ભગવાને પણ તેમનો આશ્રય લેવા આવનાર દારૂડીઆઓ, વેશ્યાઓ, ચોર લોકો અને બીજા તરેહ તરેહનાં પાપકર્મ કરનારાઓને તિરસ્કાર પૂર્વક લાત મારીને કહાડી મૂકવાં જોઇતાં હતાં! તેમણે તેમ કર્યું ન હતું. તેમણે કાંઇ આંખો મીંચીને યંત્રની માફક ઉપર ઉપરનોજ ઉપદેશ તેમને આપ્યો નહતો.

એ બધા કરતાં મોટામાં મોટો આક્ષેપ તો વળી એ છે કે રામકૃષ્ણ જીવન પર્યન્ત ગૃહસ્થ કેમ ન રહ્યા?

આવા આક્ષેપ મૂકનારાઓ પવિત્રતાનો અને સૌજન્યનો જે

---

+ શ્રીરામકૃષ્ણ તો સ્ત્રીજાતિમાં આનંદમયી માતાનીજ મૂર્તિનું દર્શન કરતા. તેમની આંખે વારાંગનાનું મલિન શરીર નહિ પણ તેની અંદર રહેલા આત્માનુંજ દર્શન થતું હતું. એક પ્રસંગે તેમના વૈરાગ્યની પરીક્ષા કરવાના ઈરાદાથી એક ગૃહસ્થે તેમની પાસે એક સુંદર વેશ્યાને મોકલી હતી, પણ નિર્દોષ બાળક જેવા રામકૃષ્ણ "મા" "મા" કહીને તેને પગે પડયા હતા. ભા. ક.

આદર્શ રજૂ કરે છે તે પ્રમાણે તો જ્યાં સુધી વ્યક્તિનું તેમજ સમાજનું જીવન નહિ ઘડાય ત્યાં સુધી ભરતખંડની અધોગતિ થયાજ કરવાની ! ! જો ભરતખંડની પ્રજા ઉન્નત થવા ચાહતી હોય તો તેણે આવા નીતિ–નિયમને અવલંબીનેજ આગળ વધવું જોઇએ.

પ્રસ્તુત ( અંગ્રેજી ) ગ્રંથમાં શ્રીરામકૃષ્ણનાં જીવન કરતાં તેમનાં ઉપદેશ વચનો વધારે જગ્યા રોકે છે. અંગ્રેજી જાણનાર પ્રજા એ ઉપદેશ વચનો તરફ કેટલીક આકૃષ્ટ થઇ છે તે એ પુસ્તકના ઝપાટાબંધ થએલા વેચાણ ઉપરથી કહી શકાય છે. શ્રીરામકૃષ્ણના પવિત્ર મુખમાંથી ટપકેલાં વચનામૃત, પ્રબલ આધ્યત્મિક ભાવના અને શકિતથી **એવાં પરિપૂર્ણ થએલાં છે કે જગતના એકેએક ભાગ ઉપર પોતાની શુભ અસર કર્યા વગર રહેજ નહિ. बहुजनहिताय बहुजनसुखाय**—અનેક લોકોના સુખને માટે, અનેક લોકોના કલ્યાણને માટેજ જે મહાત્મા પુરુષો જન્મે છે; તેમની જીવન પ્રણાલિ અને તેમનાં કાર્યો સાધારણ મનુષ્યને માટે અનુકરણીય હોય છે; તેવીજ રીતે તેમની ઉપદેશ કરવાની પદ્ધતિ પણ આશ્ચર્યકારકજ હોય છે.

પણ એવા મહાપુરુષો તરફ આપણે કેવું વર્તન રાખીએ છીએ ? એક નિર્ધન બ્રાહ્મણના બાળકે આપણા દેશમાં જન્મ ધારણ કરીને આપણને સર્વને પવિત્ર બનાવ્યા અને પોતાનાં ચિરંજીવ રહે એવાં ઉપદેશ વચનોના પ્રતાપે આપણા ઉપર રાજ્ય કરનાર પ્રજાને આપણા તરફ સહાનુભૂતિ અને સન્માન રાખતી બનાવી–તેને માટે આપણે શું કર્યું ? ચોકખું સત્ય ઘણીવાર પ્રિય લાગે એવું હોતું નથી; પરંતુ **सत्यं वदेत् प्रियं वदेत्**—સત્ય વચન કહેવું તે પણ પ્રિય લાગે એવી રીતે કહેવું, એ નિયમનો ભંગ કરવાની ઘણે પ્રસંગે જરૂર પડે છે. આપણામાંથી ઘણા માણસો સ્વીકારે છેજ કે તેમના જીવનવડે અને તેમના ઉપદેશવડે આપણને ઘણો લાભ થયો છે; પણ તેઓ

એટલું મ્હોડેથી સ્વીકારીનેજ પોતાને કૃતકાર્ય માની લે છે. આપણા પોતાનાજ જીવનમાં જો એ ઉપદેશને ઉતારવાનો યત્ન આપણે કરી શકીએ એમ ન હોય, તો પછી જ્ઞાન અને ભક્તિના સુરની મિલાવટ કરીને શ્રીરામકૃષ્ણે જે મહાન્ સંગીત ઉત્પન્ન કર્યું છે તેને સર્વત્ર ફેલાવી દેવાનું તો આપણાથી બની શકેજ કેમ ?

શ્રીરામકૃષ્ણની આ લીલાનું રહસ્ય જેઓ સમજ્યા છે અથવા સમજવાનો યત્ન કરે છે તેમના પ્રતિ અમારો ઉદ્‌ગાર એ છે કેઃ— "માત્ર એ રહસ્ય મનથી સમજ્યા અથવા બુદ્ધિએ તે સ્વીકાર્યું તેટલાથીજ શો લાભ ? સમજ્યાની સાબીતી કામ કરી બતાવીનેજ આપવી જોઇએ. તમે માત્ર મ્હોડેથી કહેશો કે એ ઉપદેશ ઘણો ઉત્તમ છે અને અમે તે માનીએ છીએ, એટલાથીજ શું લોકો તમારૂં કહેવું સ્વીકારશે અને તમારા ઉપર વિશ્વાસ મૂકી શકશે ? તમે જે માનો છો તેની મોટામાં મોટી સાબીતી તો તમારાં કામ છે. જે તમે સત્ય માનો છો તેને આચરણમાં મૂકી બતાવો." શુદ્ધ અંતઃકરણના વિચાર અને વૃત્તિઓ તો તેમના પરિણામ ઉપરથી—તેમના દ્વારા થતાં કાર્યો ઉપરથીજ માલમ પડી આવે છે.

જેઓ પોતાને ઘણા વિદ્વાન માને છે અને તેથી કરીને જેઓ આ તદ્દન સામાન્ય પંક્તિના નિરક્ષર પૂજારીને કશી બિસાત વગરનો ગણે છે તેમને અમારા તરફથી નમ્ર પ્રાર્થના છે કે, " જે દેશનો એક સાધારણ નિરક્ષર પૂજારી પોતાના ચારિત્ર્ય અને આત્મબળને પ્રતાપે થોડાજ વખતમાં તમારા પૂર્વજોએ સેવેલા સનાતન ધર્મનો વિજય નાદ ચારે દિશાએ ગજાવવા સમર્થ થયો અને દરિયા પારના દેશોમાં પણ સનાતન ધર્મની વિજય ઘોષણા ગજવી મૂકી; તે દેશના તમે પોતે તો મહા સમર્થ વીર નર છો, વળી સંભાવિત છો, સત્તાવાન છો, કુલિન છો, વિદ્વાન છો, ત્યારે તમે તો ધારો તો

તમારા દેશને માટે, તમારા ધર્મને માટે, હિંદુજાતિને માટે એથી પણ વધારે મહત્વનાં અને વધારે યશસ્વી કાર્ય કરી શકો. માટે ચાલો, તૈયાર થાઓ; કમ્મર કસીને આગળ આવો. તમારામાં જે દિવ્ય વિભૂતિઓ રહેલી છે તેને પ્રકટ કરો. તમને તેમ કરતા જોઇશું એટલે અમે તો અત્યંત ભક્તિપૂર્વક તમારૂં પણ પૂજન કરવાને તૈયાર થઇને ઉભેલાજ છીએ. અમે તો અજ્ઞાન, અપ્રસિદ્ધ, બે બદામના દરિદ્ર ભિખારીઓ હોઇ સાધુનો વેશ ધારણ કરીને પેટ ભરીએ છીએ; પણ તમે તો શ્રીમંત છો, પ્રતિષ્ઠિત છો, સત્તાવાન છો, કુળવાન છો અને તે ઉપરાંત જ્ઞાન અને વિદ્યાના ભંડાર છો! તમે શા માટે જાગૃત થઇને સર્વના નેતા બનતા નથી? આગળ ચાલીને અમને માર્ગ બતાવો અને જગતના કલ્યાણને અર્થે સંપૂર્ણ આત્મસમર્પણનું ભવ્ય દૃષ્ટાંત અમારી આગળ રજુ કરો; એટલે અમે તમારા પણ દાસાનુદાસ બનીને તમારૂં અનુસરણ કરીશું!"

આમ ન કરતાં કેટલાક લોકો વિનાકારણે, તદ્દન ગેરવાજબીપણે, નરી ઇર્ષ્યા અને વૈરની વૃત્તિ, કે જે પરાધીન અને ગુલામીમાં સડતી નિર્બળ પ્રજામાં સામાન્ય દોષ છે તેને વશ થઇને શ્રીરામકૃષ્ણે મેળવેલો વિજય અને તેના નામની પ્રસિદ્ધિ દેખી ન ખમાયાથી જુઠો બળાપો કરવા લાગ્યા છે. તેમને અમારે એટલુંજ કહેવું યોગ્ય છે કે "પ્રિય મિત્રો! તમે જે કરો છો તે તો મિથ્યા ફાંફાં છે. ધર્મભાવનાનો જે અનંત અને અમર્યાદિત બળવાન મહામોજ ઉછળ્યો છે, અને જેણે દિશાની મર્યાદાઓને તોડીને પોતામાં સમાવી દીધી છે, તથા જેના શ્વેત શિખર ઉપર દિવ્ય તેજથી ઝળકતી તેની (શ્રી રામકૃષ્ણની) પ્રતાપવાન મૂર્તિ નૃત્ય કરી રહી છે—આ પરિણામ આગળ પડવા, કીર્તિ મેળવવા, અથવા પૈસા પેદા કરવા માટેના અમારા સ્વાર્થી પ્રયત્નોથીજ આવ્યું હશે તો તો તમારા અથવા બીજા કોઇના

પ્રયત્ન વગરજ જગતના મહાન નીતિ નિયમ પ્રમાણેજ આ મહામોજ થોડાજ વખતમાં કાળના ઉંડા ગર્તમાં સમાઇ જશે અને તેનું નામ નિશાન સરખું પણ રહેશે નહિ, પણ જો આ તરંગ જગદંબાની ઇચ્છાથી, તેનીજ પ્રેરણાથી અને તેનાજ આદેશ અનુસાર ઉત્પન્ન થઇને આ મહાપુરુષના પરમ શુદ્ધ અને નિષ્કામ પ્રેમથી જગતને પ્લાવિત કરવા માટેજ સરજાયો હશે તો તો "હે પામર, નિર્બળ અદેખા માનવી! સર્વ શક્તિમાન જગજ્જનેતાની ઇચ્છાની ગતિનો વેગ રોકવાની તારામાં શી તાકાત છે?"



## એક વર્તમાન અભિપ્રાય.

"બંગાલમેં રામકૃષ્ણ પરમહંસ નામકે એક પહુંચે હુએ મહાત્મા હો ગયે હૈં। સર્વશ્રુત સ્વામી વિવેકાનંદ ઉન્હીકે શિષ્ય થે। પરમહંસજી કોઇ નામી વિદ્વાન ન થે; પર આત્મતત્વકે વે પારગામી પંડિત થે। ઉનમેં પારમાર્થિક ઔર પારલૌકિક જ્ઞાનકી માત્રા બહુત અધિક થી। ભક્તિભાવકે ઉન્મેષસે વે બાતકી બાતમેં સમાધિ મગ્ન હો જાતે થે। બડે બડે જ્ઞાની ઔર વિજ્ઞાની ઉનકી સેવા કરને ઔર ઉનકે સમાગમસે લાભ ઉઠાનેકે લીએ ઉન્હેં ઘેરે રહેતે થે। પરમહંસજી સાધારણ બાતચીતમેં ભી લૌકિક દ્રષ્ટાંતોંકે દ્વારા ઐસી ઐસી પારમાર્થિક બાતેં કહ દેતે થે જૈસી બડે બડે શાસ્ત્રજ્ઞોં ઔર પંડિતોંકો ન સૂઝ શકતી થીં। ઇન બાતોં યા કથાઓંકો પરમહંસજીકે શિષ્ય લિખ લિયા કરતે થે। × × × × × × × × × પ્રસ્તુત પુસ્તક ઉસી સંગ્રહકે હિન્દી અનુવાદકા પહલા ભાગ હૈ। × × × × × × પુસ્તકકી કથાયેં સચમુચ હી અમૃતવર્ષિણી હૈં। ઉનકે કથામૃત હોનેમેં કુછ ભી સંદેહ નહીં। પુસ્તક પઢને ઔર ઉનકી કથાઓંકા અમૃત જીભર પીને યોગ્ય હૈ। ઉસસે અજીર્ણ હોનેકા ડર નહીં।" ('સરસ્વતી'ની હીંદી પ્રથમ ભાગની સમાલોચનામાંથી.)



# થોડીક લાવણીઓ.

## જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા.

હર જગે પે દેખા કહીં કહ તૂ દેખા:
જહાં યાદ હૈ તેરી વહ વહીં તૂ દેખા. ટેક.

જાજાકર ગંગાસાગર સિંધુ નહાયા;
મૈં તેરે ઇશ્કમેં ચારો તરફ ઉઠ ધાયા.
નહિં મૈંને પ્યારે ઔર કહીં તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા. ૧

જંગલ બસ્તી સબ ઉજાડ હમને છાના;
નહિં દેખા તુઝકો દેખા સભી જમાના.
કોઈ મતવાલા કહતા હૈ કોઈ મસ્તાના;
જો જો કુછ જિસને કહા તો હમને માના.
ખુબ ખુબ ફિરા દર દરકા હુઆ દિવાના;
નહિં પાયા પ્યારે તેરા કહીં ઠેકાના.
અબ યાદ કરી તો દિલમેં યહી તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા. ૨

સર પટક પટક કર પહાડપર દે મારા,
ઔર આહ આહ કર કરકે બહુત પુકારા.
દેખા દેવલ દેહરા ઔર ઠાકુરદ્વારા;
સરતાપા સબકો દેખદેખ કર હારા.
ઘર બાર તજા આલમસે લિયા કનારા;
જેસી કુછ ગુજરી વૈસે કિયા ગુજારા.
યે બાતેં હમકો યાદ રહી તૂ દેખા;
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા. ૩

સબ દેખા હમને ગુલશન ઔર ગુલ્લાલા;

બન ફકીર બન બન ફિરા પહન વનમાલા.
દેખા પત્તા પત્તા ઓ ડાલી ડાલા;
હૈ સબ મેં તૂ ઓર સબસે રહૈં નિરાલા.
યહ બનારસીકા કલામ રસકા ઢાલા;
હૈ અરજ મેરી મહ સુનો નંદકે લાલા.
તુઝકો તેરે આશકોં કે દિલમેં દેખા.
જહાં યાદ હૈ તેરી વહીં વહીં તૂ દેખા. ૪

## જો કરતા જગકે કાર વહી કર્ત્તા હૈ.

જો કહતા હમ કરતે વો દુઃખ ભરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ. ટેક.
જો કહતા હમને વેદ પઢે હૈં ચારી;
ઉસકો કહતે હરિ ઇસકી મતિ હૈ મારી.
કોઇ કહતા હમ ક્ષત્રી હૈ હમ બ્રહ્મચારી;
સબ અહંકારમેં ફૂંસે હુયે નરનારી.
જો અહંબુદ્ધિકો તજે કરે નાચારી;
ઉસકો મિલતે ઇક પલભરમેં ગિરિધારી.
જો નિષ્ફલ પૂજા કરૈ વહી તરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ. ૧
જો કહતા હમ તો નિત્ય દાન કરતે હૈં;
ઉસકા પરમેશ્વર નહીં માન કરતે હૈ.
જો દેકર દાન મનમેં ગુમાન કરતે હૈ;
વો સ્વર્ગ છોડ ફિર નરક પાન કરતે હૈ.
જો અહંકાર તજિ હરિકા ધ્યાન ધરતા હૈ

ઉસ્કા હરિ આદર માન સદા કરતા હૈ.
જો કરતા હૈ સો વહી વહી કરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ. ૨
જો કહતા હમ હૈ બડે કવીશ્વર જ્ઞાની;
ઉસકો હરિ કહેતે ઇસકી મિથ્યા બાની.
કોઈ કહતા હમ હૈ બડે વીર બલવાની;
ઉસકો હરિ કહતે યહ તો હૈ અભિમાની.
કોઇ બનકે બૈઠે હૈ રાજા ઔર કોઈ રાની;
ઇસ પૃથ્વીપર હૈ બડે બડે અભિમાની.
ઈસ અહંકારસેં અપના દિલ ડરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ. ૩
જો કહતા મૈંને બડા જંગ જીતા હૈ;
વહ મરતા હૈ ફિર કભી નહીં જીતા હૈ.
જિસ જિસને મનમેં અહંકાર જીતા હૈ;
વહ દો દિનમેં દુનિયાસે હો બીતા હૈ.
અબ દેવીસિંહ દિલ ફટા હુઆ સીતા હૈ;
જો કામ કિયા પ્રભુકે અર્પણ દેતા હૈ.
કહે બનારસી હરિભક્ત વો ન મરતા હૈ;
જો કરતા જગકે કાર વહી કરતા હૈ. ૪

---

## જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ.

ઘર મીલે ઉસે જો અપના ઘર ખોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘરમેં રોવે હૈ. ટેક.
જો રાજ તજે વો મહા રાજ કરતા હૈ;

ઓર જાન તજે સો કભી નહીં મરતા હૈ.
સુખ ત્યાગે ફીર વો ઓરકા દુઃખ હરતા હૈ;
ધન તજે સો ફીર દોલતસે ઘર ભરતા હૈ.
જો પલંગ તજે સો ફુલો પર સોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ. ૧
જો પર દારાકો તજે વો પાવે રાની;
ઓર જુઠ બચન દે છોડ સિદ્ધ હોય બાની.
જો દુરબુદ્ધિ કો તજે વો હોવે જ્ઞાની;
મનસા ત્યાગે તો મીલે રીદ્ધ મનમાની.
જો સર્વ તજે ઉસકો સબ કુછ હોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ. ૨
જો કુછ ઇચ્છા નહીં કરે વો ઇચ્છા પાવે;
ઔર સ્વાદ તજે વો અમૃત ભોજન ખાવે.
નહી માગે સો ફલ પાવે જો મન ભાવે;
હૈ ત્યાંગ મેં તીનો લોક બેદ યું ગાવે.
જો મેલા હોકે રહે વો દીલ ધોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મેં રોવે હૈ. ૩
જો પક્ષપાત કો તજે તો સબકો જીતે;
ઓર કામ તજે તો હોય કામ મન ચીતે.
કહે દેવીસીંહ હર ભજન જીન્હોને કીને;
ઉનકો ગોવીંદને અપના રૂપ કર દીને.
અબ બનારસી ઘર ખોકે બ્રહ્મ જોવે હૈ;
જો ઘર રખે વો ઘર ઘર મે રોવે હૈ. ૪

# અનુક્રમણિકા.

# श्रीरामकृष्ण कथामृत

## ग्रंथ बीजो.

## खंड पहेलो.

### પરિચ્છેદ ૧ લો—રામને ઘેર સમાધિ અને કિર્તન.

ઈ. સ. ૧૮૮૪ ના સપ્ટેંબરની ૨૮ મી તારીખ અને રવિવાર. આજે દુર્ગાષ્ટમીનો મહોત્સવ છે. શ્રીરામકૃષ્ણ કલકત્તે માતાજીનાં દર્શન કરવા આવ્યા છે. અધર સેનને ઘેર શારદીય દુર્ગોત્સવ થાય છે. એમને ત્યાં પરમહંસજીને ત્રણ દિવસ રહેવાનું નિમંત્રણ થયું છે. અધરને ઘેર માતાજીનાં દર્શન માટે જતાં પહેલાં તે રામને ઘેર આવ્યા છે. શિષ્યો તેમની આસપાસ બેઠા છે.

નરેન્દ્ર તેમની સામે બેઠો હતો. આ વખતે એની ઉમ્મર એકવીશ વર્ષની હતી. વાત કરતાં કરતાં તેમની નજર નરેન્દ્ર ઉપર પડી. તેઓ એકદમ ઉભા થઇ ગયા અને સમાધિ આવી ગઇ. નરેન્દ્રના ઘૂંટણ સાથે તેમનો પગ અડકયો હતો અને એનીએ સ્થિતિમાંજ તેઓ સમાધિસ્થ થઇ ગયા. સંપૂર્ણ અંશે તેઓ બાહ્ય જ્ઞાન શૂન્ય થઇ ગયા અને નેત્રનો પલકારો પણ થતો નહતો.

ઘણીવારે તેમની સમાધિનો ભંગ થયો. છતાં તેમની આંખમાંથી

આનંદનો નિશો ઉતર્યો નહતો. તે એકલા એકલા બોલતા હતા. ભાવસ્થ દશામાં ઇશ્વરનો નામોચ્ચાર કરતા હતા. તે બોલ્યાઃ—

"સચ્ચિદાનંદ! સચ્ચિદાનંદ ! + ++ સચ્ચિદાનંદ બોલીશું? નહિ, આજે તો **કારણાનંદદાયિની ! કારણાનંદદાયી! સારીગમ પધની!** પરંતુ "**ની**" માં બહુ વખત રહી શકાય નહિ. એકાદ સુર નીચે ઉતરવું જોઇએ."

"સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ. બસ, મહાકારણમાં ગયા એટલે ચૂપાચૂપ!

"ઇશ્વર કોટિના આત્માઓ મહાકારણ સુધી જઇને પાછા આવી શકે છે. ખરા અવતારી પુરુષો ઈશ્વિર કોટિના આત્માઓ છે. તેઓ ઉંચે ચડે છે અને નીચા પણ ઉતરી શકે છે. અગાસી ઉપર પણ ચડે છે અને પગથીઆં ઉપર થઇને નીચે પણ આવ જા કરે છે—માત્ર જગતને ઉપદેશ આપવાના હેતુથીજ. એક સાત માળનો રાજ-મહેલ છે, કેટલાક માણસો નીચલા માળ સુધીજ જવાનો હક ધરાવે છે, પણ રાજાનો છોકરો ગમે તે માળમાં ફાવે ત્યારે જઈ આવે છે, કેમકે એ તેનું પોતાનુંજ ઘર છે."

"નિત્યસિદ્ધ આત્માઓ જન્મથીજ ઇશ્વર પ્રત્યે પ્રેમ રાખે છે. સંસારનો કોઇ પણ પદાર્થ તેમને પ્રિય લાગતો નથી. તે વેદમાં કહેલા હોમા પક્ષીની માફક આકાશમાં જન્મે છે અને પૃથ્વીને સ્પર્શ કરતાં પહેલાંજ તેમનાં નેત્ર ઉઘડી જાય છે અને જાણી જાય છે કે જો પૃથ્વીપર પડ્યા તો છુંદાઇને મરીજ જવાના. તેઓ તરતજ દિશા બદલે છે અને મા મા કરતા જ્યોતિર્મય પ્રદેશમાં એકકે શ્વાસે ઉડી જાય છે. જરા પણ આડી અવળી નજર કરતા નથી. નિત્યસિદ્ધ આત્માઓ જન્મથીજ ઈશ્વિર તરફ દોડી જાય છે અને સંસારના કોઇ પણ વિષય પ્રત્યે તેમનું મન ચોંટતુંજ નથી."

" જેઓ અવતારી પુરુષોની સાથે જન્મ ધારણ કરે છે તેઓ નિત્યસિદ્ધ હોય છે. કેટલાકનો તો છેલ્લોજ જન્મ હોય છે."

( વિજયને ) "તમારે પણ યોગ અને ભોગ બેઉ છે. જનક રાજાને પણ યોગ અને ભોગ બેઉ હતા, માટે તે રાજર્ષિ કહેવાતા, રાજા અને ઋષિ બેઉ સાથેજ. નારદ દેવર્ષિ અને શુકદેવ બ્રહ્મર્ષિ કહેવાય છે."

" શુકદેવ બ્રહ્મર્ષિ હતા. તેઓ જ્ઞાની નહિ પણ જ્ઞાનની સાકાર મૂર્તિરૂપજ હતા. જ્ઞાની કોને કહેવાય ? સાધનાના પ્રતાપવડે જેમણે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તે જ્ઞાની કહેવાય. શુકદેવ તો જ્ઞાનની મૂર્તિરૂપ હતા. જાણે જ્ઞાનનીજ જમાવટ ન થઇ હોય તેવા હતા! એ સ્થિતિ તેમણે સાધનદ્વારા પ્રાપ્ત કરી નહતી."

આટલી વાત કરતાંમાં તેમને પૂરેપૂરી શુદ્ધિ આવી. હવે તે પોતાના શિષ્યો સાથે વાતચીત કરવા જેવી સ્થિતિમાં આવ્યા. તેમણે કેદારને ભજન ગાવાનું કહ્યું અને તેણે નીચેના ભાવનું ગાવા માંડયું.

" હે સખિ ! હું મારા મનની વાત કહીશ. પણ હું કહું તે તારાથી મનાશે ? દર્દી+ બન્યા વગર જીવ બચી શકશે નહિ."

" જે માણસ મારા મનને ગમ્યો છે તે અને હું એક થઇ જઇએ. મેં તેને તેનાં નેત્રવડે ઓળખી લીધો છે."

" જે ભાવસમુદ્રમાં તરે છે અને રસમાં ડૂબકી મારે છે તે *ઉલટ માર્ગે આવ જા કરે છે. ભાવમાં ચકચૂર થએલો મનુષ્યજ ઉલટ માર્ગે આવ જા કરી શકે છે."

" મને ગૌર ( ગૌરાંગના ) પ્રેમનું મોજું અથડાયું છે. તેના આઘાતથી કપટ અને પાખંડનો નાશ થઇ ગયો છે અને આખું

+ પ્રેમનો દર્દી. * " ઉલટ ચલા સો સબ જગ જીતા." કબીર.

બ્રહ્માંડ તેમાં ડૂબી ગયું છે. મને એવી ઇચ્છા થાય છે કે જાણે ડૂબકી મારીને તેને તળીએ બેસી જાઉં. ગૌરાંગના પ્રેમરૂપી મગર, હે સખિ! મને ગળી ગયો છે. મારા જેવા દર્દથી પીડાતો કોઇ દર્દી મળી આવે તો તે હાથ પકડીને મને ખેંચી લે.”

ભજન પૂરૂં થઈ રહ્યા પછી પરમહંસજી શિષ્યો સાથે વાતો કરવા મંડયા. કેશવ બાબુનો ભત્રિજો નંદલાલ અને બે ત્રણ બ્રાહ્મમિત્રો પરમહંસજીની પાસે બેઠા હતા.

**શ્રી રામકૃષ્ણ**—એક માણસ “કારણ”ની (દારૂની) એક શીશી લાવ્યો હતો. તેને અડકવા ગયો પણ અડકી ન શકયો.

**વિજય**—અહા!

**શ્રી રામકૃષ્ણ**—સહજાનંદ થવાથી એમને એમ નિશો ચડી ગયો. મને તો માતાજીનાં ચરણામૃતનાં દર્શન થતાંજ નિશો ચડી જાય છે! જાણે પાંચ બાટલી દારૂ પીધો!

**નરેન્દ્ર**—આ અવસ્થામાં હમેશાં ગમે તે ખાઇ લેવું ઠીક નથી.

**શ્રી રામકૃષ્ણ**—એ તો મનની અવસ્થા ઉપર આધાર રાખે છે. જ્ઞાની ગમે તેનું અને ગમે તે ખાય તો પણ કશી હરકત નથી. ગીતામાં કહ્યા પ્રમાણે જ્ઞાની પોતે ખાતોજ નથી.

ભકતને માટે ભક્ષ્યાભક્ષ્યનો વિચાર કરવાની જરૂર છે. હાલ મારી એવી અવસ્થા છે કે બ્રાહ્મણના હાથની રસોઇ હોય અને ભગવાનને પ્રસાદ ધરાવ્યો હોય તો જ હું ખાઉં. પહેલાં એક અવસ્થા એવી પણ હતી કે દક્ષિણેશ્વરને સામે કાંઠે મુડદાં બળતાં તેની જે વાસ આવતી તે મને ઘણીજ પ્રિય લાગતી. તે વખતે હું બધાંનું ખાતો.

હાલ જો કે સર્વનું ખાતો નથી, તો પણ કોઇ કોઇવાર ખવાઈ જવાય છે. એકવાર કેશવ સેનને ઘેર “નવવૃન્દાવન” નામનું નાટક થયું હતું. મને પણ નિમંત્રણ હતું. નાટક થઇ રહ્યા પછી અમે બધા

જમવા બેઠા. પીરસનાર હજામ હતો કે ધોબી, (હસાહસ) પણ ખૂબ ખાધું. રાખાલે કહ્યું કે જરા ખાઓને! એટલે મેં ખાધું.

(**નરેન્દ્રને**) તારે પણ હમણાં મારી પેઠેજ કરવું પડશે. તું હજી એમાં એ છે અને તેમાં એ છે. તું પણ બધાંનું ખાતો થઇશ.

(શિષ્યોને) ડુક્કરનું માંસ ખાતો હોય તો પણ જેનું ચિત્ત ઈશ્વર તરફ આકર્ષાય છે તે માણસને ધન્ય છે; અને હવિષ્યાન્ન ખાવા છતાં પણ જેનું મન કામિની કાંચનમાં આસક્ત રહે છે તેને ધિક્કાર છે!

મને એકવાર લુહારના ઘરની દાળ ખાવાનું મન થયું. આ મારા નાનપણની વાત છે. લુહાર કહે બામણ લોકો શું રાંધી જાણે? તેણે એમ કહ્યું એટલે મેં તેના ઘરની દાળ ખાધી. પણ અંદર લુહારની ને લુહારનીજ ગંધ આવ્યા કરે. (હસાહસ)

મેં ગોવિંદરાયની પાસે §અલ્લાનો મંત્ર લીધો. પછી એને ઘેર હું જમવા બેઠો ત્યાં રસોઈમાં ડુંગળીનું શાક હતું. તે પણ મેં ખાધું હતું; અને એકવાર **મણિ મલ્લિકને** બંગલે વેંગણનું શાક હતું તે ખાતાં મને સૂગ આવી હતી!

એકવાર હું દેશ ગયો હતો. **રામલાલનો** બાપ તો ડરી ગયો. તેને એમ થયું કે આ તો ગમે તેને ઘેર ખાતો ફરે છે; માટે લોકો ન્યાત બહાર મૂકી દેશે. હું ઝાઝો વખત ત્યાં રહ્યો નહિ; ચાલ્યો આવ્યો.

મારી કેવી અવસ્થા થઇ ગઇ હતી? જાણે આકાશ ને પાતાળ એક કરી દઉં એવું મનમાં થાય અને 'મા' 'મા' બોલ્યા કરૂં. જાણે માને પકડી લાવ્યો હોઉં તેમ કરૂં. જેમ માછી જાળ નાંખે છે અને માછલી કેવી ફડફડાટ કરતી ખેંચાઈ આવે છે! સાંભળો એક ભજન—

---

§ **શ્રી રામકૃષ્ણે મુસલમાન અને ખ્રિસ્તી ધર્મ મુજબ પણ સાધના કરી હતી અને સર્વ ધર્મ એક બિન્દુ તરફ વળે છે એમ અનુભવ સિદ્ધ કર્યું હતું.**

"હે કાલિ! તને હું હમણાં ખાઇ જઇશ. હે દીન દયામયી! હું તને ખાઇ જઇશ. તારા કારસ્તાનથી મારો જન્મ થયો છે. કાંતો તું મને ખાઇ જા અથવા હું તને ખાઇ જાઉં. કોઈ પણ રીતે આપણે બે એક થઇ જઇએ."

"હાથમાં કાલી છે; મ્હોડે કાલી છે; સર્વાંગે પણ કાલીનો લેપ કરીશ. એટલે યમ પણ મને કેવી રીતે બાંધી શકશે? હું તેના મ્હોંમાં કાલીનેજ આપી દઇશ."

"હે **મા**! હું ખાઉં ખાઉં કહું છું; પણ તને હું મારા પેટમાં રાખવાનો નથી. તને તો મારા હૃદય કમળમાં બેસાડીશ અને મનમાં આવશે તેવી રીતે તારૂં પૂજન કરીશ."

"જો કોઇ એમ કહેશે કે કાલની સાથે રમત કરતાં કાલીનો પરાજય થયો તો તેમાં મને શો ભય છે? કાલીના નામનો ઉચ્ચાર કરીને કાલને મારી ચાલાકી બતાવી દઇશ."

"ડાકિની અને યોગિની વગેરેને લઇને હું તેમનું શાક બનાવીશ. હું તારી મુંડમાળા કહાડી લઇશ. × × × × કાલીનો પુત્ર રામપ્રસાદ સારી રીતે જણાવે છે કે જેમ થવાનું હોય તેમ થાઓ, પણ શરીર પતન એજ મારા મંત્રનું સાધન છે."

તે વખતે મારી અવસ્થા ગાંડાના જેવી હતી. એનું નામ ઉન્માદ અવસ્થા.

પછી નરેન્દ્રે ગાવા માંડ્યું—

"હે **મા**! મને તું ગાંડો કરી દેજે. મારે જ્ઞાનનું કશું કામ નથી. હે બ્રહ્મમયી! બસ, મને તું ગાંડોજ કરી દે."

"ઓ **મા**! તારા પ્રેમીરૂપી મદિરાનું પાન કરીને હું અલમસ્ત બન્યો છું. હે ભક્તના ચિત્તનું હરણ કરનારી! મને તારા પ્રેમસાગરમાં ડૂબકી મારવા દે."

"તારા દિવાનખાનામાં કોઇ હસે છે, કોઇ રડે છે, કોઈ આનંદથી નૃત્ય કરે છે. ઈસુ, મુસા, અને ચૈતન્ય જેવા તારા પ્રેમથી બેહોશ બની ગયા છે. હે **મા** ! હું તારામાં ઓતપ્રોત બનીને ક્યારે કૃતાર્થ થઇશ ?"

આ ભજન સાંભળતાં સાંભળતાં **પરમહંસજી** સમાધિસ્થ થઇ ગયા. સમાધિ ઉતર્યા પછી **હિમાલયની** રાણીનો ભાવ ધારણ કરીને "આગમની"* ગાવા લાગ્યા. **હિમાલયની** રાણી કહે છે કે "હે પુરવાસીઓ ! શું મારી ઉમા આવે છે ?" પરમહંસજી પ્રેમમાં ચકચૂર બનીને તે ગીત ગાવા લાગ્યા.

ગાયન પૂરૂં થયા પછી તેમણે શિષ્યોને કહ્યું, આજે તો મહાષ્ટમી છે ને ? **માતાજી** પધારે છે ! તેમાંજ પ્રેમનું આટલું ઉદ્દીપન થાય છે.

**કેદાર**—પ્રભુ ! આપ પધાર્યા છો એટલે **માતાજી** આવ્યા વગર રહે ?

પરમહંસજીએ આ બોલ ઉપર જાણે બીલકુલ લક્ષ ન આપ્યું હોય તેમ તે બીજી બાજુએ જઇને ગાવા લાગ્યા.

"તારે કૈપેલુમસે, હોલામ જાર જન્ય પાગલ.
**બ્રહ્મા** પાગલ, **વિષ્ણુ** પાગલ, આર પાગલ **શિવ**,
તિન પાગલે જુક્તિ કોરે ભાંગલો **નવદ્વીપ**.
આરો એવું પાગલ દેખે એલામ **વૃન્દાવન** માઝે,
રાઇ કે રાજા સાજાઇયે આપનિ કોટાલ સાજે.

---

* **બંગાળાના શાકતો પાર્વતીની ઉપાસના** કરે છે. 'આગમની' એટલે **પાર્વતી પોતાના પિતાના ઘરમાં પ્રવેશ** કરે છે તે **પ્રસંગને** ઉદ્દેશીને **ગવાયલું** ગીત. **વૈષ્ણવોનું અનુકરણ કરીને રાધા કૃષ્ણના પ્રેમના** જેવાં **શિવપાર્વતીનાં પ્રેમનાં કાવ્યોની રચના પણ થએલી છે.**

આરો એક પાગલ દેખે એલામ નવદ્વીપેર પથે;
রাধা প্রেম সুধা ... રાધા પ્રેમ સુધા બોલે કરોવા કીસ્તે હાતે."

"હે સખિ ! હું જેને માટે ઘેલી થઈ છું તે મને ક્યારે મળશે ?"
"બ્રહ્મા ગાંડા છે, વિષ્ણુ ગાંડા છે અને શિવ પણ ગાંડા છે; એ ત્રણ ગાંડાઓએ મળીને નવદ્વીપ શહેરને તોડી નાંખ્યું."
"વૃન્દાવનમાં મેં એક ગાંડો જોયો હતો. રાધાને રાજાનો પોશાક પહેરાવીને પોતે કોટવાળ બન્યો હતો."
"બીજા એક ગાંડાને મેં નવદ્વીપના રાજમાર્ગમાં જોયો હતો. તે હાથમાં કમંડળ લઈને ફરતો હતો અને રાધાનો પ્રેમ અમૃત તુલ્ય છે એવું કહેતો હતો."

વળી ભાવાવેશમાં આવી જઈને પરમહંસજી ગાવા લાગ્યા.

"કખનકિ રંગે થાકોમાં શ્યામા સુધા તરંગિણી.
લંકે ઝંપે કંપે ધરા, અસિધરા કરાલિની.
તુમિ ત્રિગુણા, ત્રિપુરા તારા, ભયંકરા કાલ કામિની.
સાધકેરઇ વાંચ્છા પૂર્ણ કરો, નાનારૂપ ધારિણી,
કભુ કમલેર કમલે નાચો મા, પૂર્ણ બ્રહ્મ સનાતની."

"હે શ્યામા ! હે સુધાતરંગિણી ! તું ગમે ત્યારે ગમે તે પ્રકારના રંગ કરે છે."

"હે ખપ્પર ધારણ કરનાર ભયંકર દેવી ! તારી છલંગોથી પૃથ્વી કંપી રહે છે. તું ત્રણગુણયુક્ત છે. હે કાલકામિનિ ! હે તારા ! તું ભક્તની અભિલાષા પૂર્ણ કર. હે નાના પ્રકારનાં રૂપ ધારણ કરનાર દેવી ! હે પૂર્ણ બ્રહ્મ સનાતની ! તું કોઈ કોઇવાર કમલના કમલમાં ( હૃદયમાં ) નૃત્ય કરજે."

પરમહંસજી ગાતા હતા તેવામાં એકાએક વિજય 'હરિબોલ,

હરિબોલ' કહીને ઉભા થઇ ગયા. પરમહંસજી પણ ભાવોન્મત્ત બનીને વિજય અને બીજા ભકતોની સાથે નૃત્ય કરવા લાગ્યા.

## પરિચ્છેદ ૨ જો—શિષ્યોની સાથે શ્રીરામકૃષ્ણ.

કીર્તન પૂરૂં થયા પછી શ્રીરામકૃષ્ણ, વિજય, નરેન્દ્ર તથા બીજા ભકતો પોતપોતાના આસન ઉપર બેસી ગયા. સર્વેની નજર પરમહંસજી તરફ હતી. સાંજ પડવાને હજી જરાવાર હતી. પરમહંસજી પોતાના શિષ્યો સાથે વાતે વળગ્યા હતા. કેટલાકને તેઓ કુશળ સમાચાર પૂછતા હતા. કેદાર અત્યંત નમ્રતાપૂર્વક હાથ જોડીને કોમળ અને મધુર સ્વરે પરમહંસજીને કાંઇક નિવેદન કરતા હતા. પાસે નરેન્દ્ર, ચુનીલાલ, સુરેન્દ્ર, રામ, માસ્તર અને હરીશ બેઠા હતા.

કેદાર—મને મગજમાં ચક્કર આવે છે તે શું કરૂં તો મટી જાય?

**શ્રીરામકૃષ્ણ**—મને પણ એવું થતું હતું; થોડું થોડું બદામનું તેલ વાપરતો રહેજે. સાંભળ્યા પ્રમાણે તેનાથી મટી જશે.

કેદાર—જેવી આજ્ઞા.

હવે સાંજ પડી ચૂકી હતી. શ્રીરામકૃષ્ણ હરિનામનો ઉચ્ચાર કરતા હતા. કોઇ કોઇવાર તાળી પણ પાડતા હતા. " હરિબોલ, હરિબોલ, હરિમય હરિબોલ, હરિ, હરિ, હરિબોલ " એવા ઉદ્‌ગાર તેઓ પોતાના મધુર કંઠમાંથી કહાડતા હતા.

ત્યાર પછી તેઓ રામનામ જપવા લાગ્યા. કેટલીકવાર સુધી રામ રામજ બોલ્યા કર્યું.

પછી પ્રાર્થના કરવા લાગ્યા—

" ઓ રામ ! ઓ રામ ! હું ભજનહીન, સાધનહીન, જ્ઞાનહીન,

ભક્તિહીન અને ક્રિયાહીન છું. હે **રામ** ! હું શરણાગત છું. **ઓ રામ** ! હું તમારે શરણ છું. મારે દેહનાં સુખ જોઈતાં નથી. અષ્ટ સિદ્ધિની પણ મને ઇચ્છા નથી. શત સિદ્ધિ પણ મારે જોઇતી નથી. હું માત્ર તમારૂં શરણ માગું છું. માત્ર એટલોજ આશીર્વાદ આપો કે તમારા ચરણ કમલની શુદ્ધ ભક્તિ કરી શકું, અને તમારી વિશ્વમોહિની માયાથી હું મોહિત ન થાઉં. મને તમારે શરણે રાખજો. ”

આ પ્રમાણે પરમહંસજી પ્રાર્થના કરતા હતા અને સઘળા એકી નજરે તેમના તરફ જોઇ રહ્યા હતા. તેઓ અસંત કરુણ સ્વરે બોલતા હતા અને નેત્રમાંથી અવિરિત અશ્રુની ધારા વહી રહી હતી. એ વખતે **રામ** પાસે ઉભો હતો.

**શ્રીરામકૃષ્ણ—રામ** ! તું ક્યાં હતો ?

**રામ**—જી, હું ઉપર હતો.

પરમહંસજી તથા તેમના શિષ્યોના ભોજન વગેરેને માટે **રામ** માળ ઉપર જઇને તૈયારી કરતો હતો.

**શ્રીરામકૃષ્ણ**—( હસીને ) ઉપર ગયા પછી નીચે આવવું એ સારૂં કેની ? નીચી જમીનમાંજ પાણી ટકી શકે છે. ઉંચી જમીન ઉપરથી તો વહી જાય છે.

**રામ**—( હસીને ) હાજી.

પછી અગાસીમાં પતરાળાં નંખાયાં. રામચંદ્ર પરમહંસજીને તથા બીજા બધા ભકતોને ઉપર તેડી ગયા અને તૃપ્તિ પર્યંત જમાડયા.





# ખંડ બીજો.

## પરિચ્છેદ ૧ લો–શ્રીરામકૃષ્ણ દક્ષિણેશ્વરમાં.

ઈ. સ. ૧૮૮૪ ના સપ્ટેંબરની ૨૯ મી તારીખ ને સોમવાર. આજે નવમી પૂજા. સવારનો સમય હતો. માતાજીની મંગળ આરતિ થવા લાગી હતી. નોબતખાનામાંથી નોબત અને ટકોરખાનામાંથી પ્રભાતનાં રાગ રાગણીઓ વાગતાં હતાં. હાથમાં છાબડી લઇને માળી લોકો તથા બ્રાહ્મણો બગીચામાં પુષ્પ તોડવા આવ્યા હતા. માતાજીનુ પૂજન થવાની તૈયારી હતી.

અંધારૂં હતું ત્યારના પરમહંસજી જાગ્યા હતા. ગઇ રાતે ભવનાથ, બાબુરામ, નિરંજન અને માસ્તર તેમની પાસે રહ્યા હતા. તેઓ પરમહંસજીના ઓરડાના ઓટલા ઉપર સુતા હતા. તેમણે આંખ ઉઘાડીને જોયું તો પરમહંસજી અલમસ્ત બનીને નૃત્ય કરતા હતા. 'જય જય દુર્ગે! જય જય દુર્ગે!' બોલતા જાય અને આનંદથી નૃત્ય કરતા જાય.

થોડીવાર પછી બોલ્યા, 'સહજાનંદ, સહજાનંદ.' ત્યાર પછી ફરી ફરીને ગોવિંદના નામનો ઉચ્ચાર કરવા લાગ્યા.

'પ્રાણુ હે ગોવિંદ! હે મમ જીવન!'

શિષ્યો ઉઠીને બેઠા થયા. એકી નજરે પરમહંસજીની ભાવાવિષ્ટ

અવસ્થા નિહાળવા લાગ્યા. આ વખતે **હાજરા** કાલી મંદિરમાંજ રહેતો હતો. પરમહંસજીના ઓરડાના અગ્નિકોણવાળા ઓટલા ઉપર તેનું આસન હતું. **લાટુ** પણ પરમહંસજીની પાસે રહીને તેમની સેવા કરતો હતો. **રાખાલ** હજી વૃંદાવનમાંજ હતો. **નરેન્દ્ર** કોઇ કોઇ વખત આવી જતો. આજે તે આવવાનો હતો.

પરમહંસજીના ઓરડાની ઉત્તર દિશા તરફના ઓટલા ઉપર શિષ્યો સુતા હતા. ટાઢ પડતી હતી તેથી ફરેકારનું બારણું બંધ કર્યું હતું. દાતણ પાણી કર્યા પછી બધા શિષ્યો પરમહંસજીની પાસે આવીને સાદડી ઉપર બેઠા. **ભવનાથ** અને **માસ્તર** તો અગાઉથીજ આવેલા હતા. બીજા શિષ્યો પણ એક પછી એક આવીને બેસી ગયા.

**શ્રીરામકૃષ્ણ**–( ભવનાથને ) શું સમજ્યો ? જેઓ જીવકોટિના આત્માઓ છે તેમના મનમાં એકાએક શ્રદ્ધા ઉત્પન્ન થતી નથી. ઇશ્વર કોટિના આત્માઓમાં શ્રદ્ધા પહેલેથીજ રહેલી હોય છે. પ્રહલાદ કક્કો લખવા બેઠો કે તરત તેને કૃષ્ણ યાદ આવ્યો અને આંખ અશ્રુથી ભરાઇ ગઇ. સંશયાત્મક બુદ્ધિ એ જીવ માત્રનો સ્વભાવ છે. તેઓ કહેશે કે એ વાત ખરી પણ–

**બ્રહ્મ** અને **શક્તિ**, શક્તિ અને શક્તિમાનનો અભેદ, **હાજરા** કોઇ પણ ઉપાયે માની શકતો નહિ. જ્યારે તે નિષ્ક્રિય હોય છે ત્યારે બ્રહ્મ કહેવાય છે; જ્યારે તે સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરે છે ત્યારે **શક્તિ** કહેવાય છે; પરંતુ મૂળ વસ્તુ એકજ છે; એમાં કશોજ તફાવત નથી. અગ્નિ કહીએ તો તેની દાહક શક્તિનો ખ્યાલ સાથે સાથે આવીજ જાય છે; દાહક શક્તિની વાત કરીએ તો અગ્નિનો વિચાર આવ્યા વગર રહેતો નથી. એકને છોડીને બીજાનો વિચાર કરી શકાય એમ છેજ નહિ.

પછી મેં માની પ્રાર્થના કરી કે " મા ! હાજરા ઉંધો

સિદ્ધાંત બાંધવાનો યત્ન કરે છે. મા ! તું એને ખરી વાત સમજાવી દે અથવા તો એ અહિંથી જતો રહે તેમ કર."

એ પછી બીજે દિવસે તે મારી પાસે આવીને કહેવા લાગ્યો કે તમે કાલે કહેતા હતા તે વાત હવે મારાથી મનાય છે. પરમેશ્વર સર્વવ્યાપક છે એ વાત તેણે કબૂલ કરી.

**એક શિષ્ય**-( હસીને ) હાજરાની વાતથી આપને ઘણું કષ્ટ પડ્યું હશે ખરું ?

**શ્રી રામકૃષ્ણ**-હમણાં મારી અવસ્થા એવી થઈ ગઇ છે કે મારાથી લોકોની સાથે માથાફોડ કરાતી નથી. હાજરા સાથે વાદવિવાદ કરવાનું હમણાં મારાથી બને એમ નથી. યદુ મલ્લિકના બંગલામાં હૃદય ( રામકૃષ્ણજીનો ભાણેજ ) કહેવા લાગ્યો, 'મામા, મને તમારી પાસે રાખવાની મરજી નથી ?' મેં કહ્યું, 'ના, રોજ ઉઠીને માથા ઝીંક+ કરવા જેવી મારી અવસ્થા નથી.

જ્ઞાન અને અજ્ઞાન કોને કહેવાય ? જ્યાં સુધી ઇશ્વરને આપણાથી દૂર માનીએ ત્યાં સુધી અજ્ઞાનજ છે. જ્યારે ઇશ્વર દૂર નહિ પણ અહિં છે એવું ભાન થાય ત્યારેજ ખરેખરૂં જ્ઞાન થએલું કહેવાય.

જ્યારે ખરેખરૂં જ્ઞાન થાય છે ત્યારે બધા પદાર્થ ચૈતન્યમય દેખાય છે. હું શિવુની સાથે એક વાર વાતો કરતો હતો. શિવુ તે વખતે નાનો-ચાર પાંચ વર્ષનો હતો. તે વખતે તે પૂર્વ બંગાળામાં રહેતો હતો. મેઘની ગર્જના થતી હતી અને વિજળી ઝબૂકતી હતી. શિવુ કહે, 'કાકા, આ ચકમકમાંથી કોણ દેવતા પાડતું હશે ?' ( હસાહસ ) એક દિવસ અમે જોયું તો એક તીડ ફડાક લઇને કુદતો કુદતો જતો હતો, પાસે ઝાડનાં પાંદડાં હાલતાં હતાં. ત્યારે શિવુ પાંદડાંને

---

+ હૃદયે શ્રી રામકૃષ્ણની સેવા પણ કરી હતી, અને ત્રાસ પણ ઘણો આપ્યો હતો. એ વાત પહેલા ભાગમાં આવી છે.

કહે, 'ચૂપ રહે, ચૂપ, મારે તીડને પકડવો છે." બાળકને બધા પદાર્થ ચૈતન્યમય દેખાય છે.

એકવાર રામલાલને મ્હોડે મેં સાંભળ્યું કે શરદ્ઋતુનું ઝાકળ ઘણો ફાયદો કરે છે. આવા ભાવાર્થનો એક શ્લોક પણ મને રામલાલે કહ્યો હતો. હું કલકત્તેથી ગાડીમાં બેસીને આવતો હતો તે વખતે હું ગાડી બહાર ડોકું કહાડીને બેઠો કે જેથી કરીને મારા ઉપર ઝાકળ પડી શકે! પરિણામ એ આવ્યું કે હું તેથી માંદો પડ્યો!" (હસાહસ)

રામલાલ અને શિવરામ (શિવુ) બેઉ શ્રી રામકૃષ્ણના ભત્રિજા હતા.

હવે પરમહંસજી ઓટલા ઉપરથી ઉઠીને અંદર આવીને બેઠા. તેમના પગ ઉપર બે એક ફોલ્લા થયા હતા. શિષ્યો તે ફોલ્લાની આજુબાજુ હાથ લગાડીને જોતા હતા કે હાથ મૂકતાં ખાડો પડે છે કે નહિ. જરા જરા ખાડો પડતો હતો, પણ શિષ્યોએ કહ્યું કે એમાં કાંઇ ગભરાવા જેવું નથી.

**શ્રી રામકૃષ્ણ**—(ભવનાથને) તું સિંથીવાળા મહેન્દ્રને બોલાવી લાવ. તે આવશે એટલે મારા મનને બહુ સુખ થશે.

**ભવનાથ**—(હસીને) આપને દવા ઉપર શ્રદ્ધા છે. અમને એટલી શ્રદ્ધા નથી.

**શ્રી રામકૃષ્ણ**—દવા તો બસ તેનીજ-ઇશ્વરનીજ! એક દિવસ તેણે મને ગંગાપ્રસાદ વૈદ્ય મારફતે કહ્યું હતું કે આજ રાત્રે પાણી પીવું નહિ. મેં એ શબ્દોને વેદવાક્યની માફક માથે ચડાવ્યા. તે સાક્ષાત્ ધન્વંતરી છે એમજ હું જાણું છું."

---

## પરિચ્છેદ ૨ જો–સમાધિ.

હાજરા આવીને પરમહંસજીની પાસે બેઠો. એકાદ બે આડી અવળી વાતો કર્યા પછી તેમણે હાજરાને કહ્યું, 'જો, કાલે રામને ઘેર ઘણા લોકો બેઠા હતા. વિજય, કેદાર અને બીજા ઘણા હતા. તોપણ નરેન્દ્રને જોઇને મને એટલું બધું કેમ થઇ આવ્યું હશે? હું જાણું છું કે કેશ્વર તો કારણાનંદનું સ્થાન છે.'

પહેલે દિવસે એટલે મહાષ્ટમીને દહાડે માતાજીનાં દર્શન કરવા પરમહંસજી કલકત્તે ગયા હતા. અધરને ઘેર માતાજીનાં દર્શન કરવા જતાં પહેલાં તે રામને ઘેર ગયા હતા. ત્યાં ઘણા શિષ્યોનો સમુદાય મળ્યો હતો. ત્યાં નરેન્દ્રને જોઇને પરમહંસજીને સમાધિ આવી ગઇ હતી. તેના ઘુંટણે પગ અડાડીને ઉભાં ઉભાં સમાધિ અવસ્થા થઈ ગઇ હતી.

ઉપલી વાત ચાલતી હતી એટલામાંજ નરેન્દ્ર આવી પહોંચ્યો. તેને જોઇને પરમહંસજીના આનંદની સીમા રહી નહિ. નરેન્દ્ર તેમને પ્રણામ કરીને પાસેના ઓરડામાં ગયો અને ભવનાથ વગેરેની સાથે વાતો કરવા લાગ્યો. પાસે માસ્તર બેઠા હતા. ઓરડામાં એક લાંબી સાદડી પાથરી હતી. નરેન્દ્ર અને ભવનાથ વાતો કરતા હતા. વાતો કરતાં કરતાં નરેન્દ્ર સાદડી ઉપર સૂઇ ગયો. તેને જોતાંજ પરમહંસજીને સમાધિ આવી ગઈ–તે નરેન્દ્રના બરડાને અડીને બેઠા બેઠા સમાધિસ્થ થઈ ગયા.

ભવનાથ ગાવા લાગ્યો,—

"મા ! તું આનંદમયી થઇ ને મને નિરાનંદ કરતી નહિ. તારા બે ચરણ વિના મારૂં મન કોઈ પણ અન્ય પદાર્થને જાણતું નથી."

"એવો કયો અપરાધ મેં કર્યો છે કે જેથી મારે યમથી ડરવું પડે ? યમ મને શું કરવાનો છે ? મને તો એટલીજ ઇચ્છા છે કે ભવાનિ નામ જપતો જપતો ભવસાગર ઉપર થઇને ચાલ્યો જાઉં.

"હું કિનારા વિનાના નિઃસીમ સમુદ્રમાં ડૂબી રહું એવું સ્વપ્ને પણ મારાથી મનાતું નથી. હું આખો દિવસ દુર્ગાનું નામ જપું છું તોપણ દુઃખનો કેમ નાશ થતો નથી ? હે હરસુન્દરી ! આટલું કર્યા છતાં પણ જો મારો વિનાશ થશે તો તારૂં નામ પછી કોઈ લેશે નહિ."

હવે પરમહંસજીની સમાધિનો ભંગ થયો એટલે તે પોતે પણ ગાવા લાગ્યા,—

"હે શ્યામા ! હે સુધાતરંગિણી ! તું ગમે ત્યારે ગમે તે પ્રકારના રંગ કરે છે. હે ખપ્પર ધારણ કરનાર ભયંકર દેવી ! તારી છલંગોથી પૃથ્વી કંપી રહે છે. તું ત્રણગુણ યુક્ત છે. હે કાલ કામિની ! હે તારા ! તું ભક્તની અભિલાષા પૂર્ણ કર. હે નાના પ્રકારનાં રૂપ ધારણ કરનાર દેવી ! હે પૂર્ણબ્રહ્મ સનાતની ! તું કોઇ કોઇવાર કમલના ( એ નામનો કવિ ) કમલમાં ( હૃદયમાં ) નૃત્ય કરજે."

પછી પરમહંસજી બીજું ભજન ગાવા લાગ્યા,—

બોલો રે શ્રી દુર્ગાનામ !

ઓરે આમાર આમાર આમાર મન રે !
નમો નમો નમો ગૌરી નમો નારાયણી,
દુઃખી દાસે કરો દયા તવે ગુણ જાનિ;
તુમિ સંધ્યા, તુમિ દિવા, તુમિ ગો જામિની;
કખન પુરુષ હઓ મા, કખન કામિની.
રામરૂપે ધરોધનુ મા કૃષ્ણ રૂપે બાંશી,

